જગદેવ, નમન કરીને, માથે ઢાલ મૂકી, હાથમાં તરવાર લઈ એકલો મ્હાર ચાલ્યો. રાજાએ પોતાના મનમાં વિચાર્યું કે, ભાદ્રપદ મહિનાની રાત્રિઓ તો ભયભરેલી છે; ચાલ, જઈને જોઉં કે એ જાય છે કે નહિ. આ પ્રમાણે મનસુબો કરીને અને અંધારપછેડો ઓઢીને જગદેવની પછવાડે સિદ્ધરાજ પણ ચાલ્યો. ઘણા સામંતો ચોકી કરતા હતા તેઓને દરેકને બોલાવીને રાજાએ કહ્યું કે કોણ ચોકી પ્હોરે છે? દરેક ઉમરાવે પોતાનાં નામ દીધાં. ત્યારે રાજા બોલ્યો: "પૂર્વ દિશામાં કેટલીક સ્ત્રિયો ગાય છે અને કેટલીક રડે છે તેની "બાતમી લઈ આવવા રાજાજી તમને ફરમાવે છે." એક સામંત બોલ્યો: "જે "નિત્યના બે હજાર ખાય છે અને જેને રીઝો મળે છે તેને મોકલવા ઘો, "આટલા દિવસથી પગાર ખાધાં કરે છે તે શું મફત ખાય છે?" રાજાએ આ સાંભળ્યું. બીજા કેટલાક સામંતો હતા તે બોલ્યા: "અમે રાજાને "બાતમી આણી આપિયે છિયે." પછી જેવા તેઓ ચાર પાઈમાં સૂતા હતા તેવા ને તેવા એક બીજાને અમસ્થા કહેવા લાગ્યા. "ઠાકોર! ઉઠો, ઉઠો!" પછી હથિયાર સજતા હોય એમ ઠોકમઠોકા કરીને, અને ઢાલોનો ખડભડાટ કરીને પાછા ઉંઘી ગયા.

એટલી વારમાં જગદેવ તો પૂર્વમાં જ્યાં ગાણું સંભળાતું હતું તેણીમગ ચાલ્યો—સિદ્ધરાજ તેની પછવાડે પછવાડે ચાલ્યો ગયો. જગદેવ નગરના દરવાજા આગળ આવી પ્હોંચ્યો; દરવાને બારી ઉઘાડીને તેને મ્હાર જવા દીધો. સિદ્ધરાજ બોલ્યો: "હું એ સામંતનો ખવાસ છું મને પણ "જવા દે." એ પણ બાહાર નીકળ્યો, જ્યાં સ્ત્રિયો વિલાપ કરતી હતી તેણીમગ જયદેવ ચાલ્યો ને તેમને કહ્યું: "તમે કોણ છો? તમે મૃત્યુલોકનાં "માનવી છો, કે દેવાંગના છો, કે ભૂતડી, પ્રેતડી, અથવા સિદ્ધ કે શિકોતર છો? આવી મધ્ય રાત્રિની વેળાએ તમે આવો બળાપો કરીને કેમ "વિલાપ કરો છો? મને કહો કે તમારે માથે શું સંકટ આવી પડ્યું છે?" તેઓ બોલિયો: "પુત્ર જગદેવ! તું પાસે આવ. તું અહિં શા માટે આવ્યો છે?" તે બોલ્યો: "હું તમારા વિલાપનું કારણ જાણવા આવ્યો છું." તેઓ ફરીને બોલિયો: "અમે પાટણની જોગણિયો છિયે. કાલે સવારમાં "દશને ટકોરે સિદ્ધરાજ જયસિંહનું મોત છે. એટલા માટે અમે વિલાપ "કરિયે છિયે. હવે ભક્તિ, બલિદાન, બાકળા, કોણ કરશે? પૂજા અર્ચા "કોણ કરશે? માટે અમે વિલાપ કરિયે છિયે." રાજા જ્યાં સંતાઈ રહ્યો હતો ત્યાંથી, તેઓએ કહ્યું તે બધું તેણે સાંભળ્યું. જગદેવ બોલ્યો: "પણ "પણે ગાય છે તે કોણ?" જોગણિયો બોલિયો: "જા જઈને તેમને પૂછ," જગદેવ

ગયો અને નમન કરીને બોલ્યો: "તમે વધાવાનાં ગીત ગાઓ છો, તમારામાં "મુખ્ય કોણ છે અને તમે એવડાં શાથી રાજી થયાં છો કે આ પ્રમાણે 'ગાઓ છો?" તેઓ બોલિયો: "અમે દિલ્હીની ઇષ્ટ દેવિયો છિયે. અમે "સિદ્ધરાજ જયસિંહને લેવા સારૂ આવિયો છિયે. જો પણે વિમાન છે, એટલા "માટે અમે વધાવા ગાઇયે છિયે." જગદેવ બોલ્યો: "કેઈ વેળાએ એમનું મોત છે?" દેવિયો બોલિયો: "સવારમાં સવા પ્રહર દિવસ ચડતાં સેવા કરવા "સ્નાન કરી એ તૈયાર થશે અને પિતાંબર પ્હેરીને બાજઠ ઉપર ઉભો ર્‌હેશે "તે વેળાએ અમે એને મારીશું એટલે એ શરીર છોડશે." ત્યારે જગદેવ બોલ્યો: "હવણાંના કાળમાં સિદ્ધરાજ જેવો કોઈ રાજા નથી. કેટલું પુણ્યદાન "કે બાધા આખડી કરિયે કે જેથી સંકટમાંથી એ ઉગરે?" તેઓ બોલી: "એ ઉગરે એવો માત્ર એકજ ઉપાય છે; જો કોઈ રાજાની બરાબરિયો "સામંત પોતાનું માથું કાપીને અમને અર્પણ કરે તો સિદ્ધરાજ જયસિંહનો "આવરદા વધે." જગદેવ બોલ્યો: "જો મારૂં માથું કામ લાગે એમ હોય તો "તે લઈને સિદ્ધરાજનો આવરદા અને રાજ્ય વધારો. જો એમ હોય તો હું "તૈયાર છું." દેવિયોએ કહ્યું: "જો તું તારૂં માથું ચડાવે તો સિદ્ધરાજ ઉગરે." ત્યારે જગદેવ બોલ્યો: "મને થોડી ઘડીની રજા આપો, હું જઈને "મારી સ્ત્રીને સર્વ વર્ત્તમાન કહું છું અને તેની આજ્ઞા લઈને પાછો આવું છું." દેવિયો ખડખડ હસવા લાગી. "કોઈ સ્ત્રી પોતાના ધણીનું મોત થાય "એવું માન્ય કરે નહિ; પણ જા અને પૂછ, અને સત્વર પાછો આવ."

આવી આજ્ઞા મળી એટલે જગદેવ પોતાની મેળે ઘર ભણી પાછો વળ્યો. સિદ્ધરાજે મનમાં વિચાર કર્યો કે, હવે એ પાછો આવે છે કે નહિ તે જોઉં છું, અને ચાવડી શું ક્‌હે છે તે પણ જણાશે. એમ ધારી તે પણ તેની પછવાડે ચાલ્યો. જગદેવ પાછો આવીને ઘરમાં પેઠો અને ઉપલે માળે ચડ્યો, તે ચાવડીને ભેટ્યો; સિદ્ધરાજ જયસિંહ વહૂવરની વાત સાંભળતો સંતાઈ રહ્યો; નિત્યની રીત પ્રમાણે તેઓ ભેગાં બેઠાં. જગદેવ બોલ્યો: "ચાવડી! વાત આમ બની છે." ચાવડી હાથ જોડીને બોલી: "સ્વામીનાથ! શી આજ્ઞા છે?" પછી જગદેવે બધી વાત માંડીને કહી, ને બોલ્યો: "હું તારી રજા લેવાને આવ્યો છું." ચાવડી બોલી: "ધન્ય ઘડી! ધન્ય રાત! આવા દિવસને માટે જ આપણે "લૂણ ખાઇયે છિયે. તેમને જીવ આપો. જીવને સટે જ ખાવાનું, તુષ્ટિદાન "અને ભૂમિ પળે છે, તમે ઘણો સારો નિશ્ચય કરચો છે; રજપૂતનો એવો "ધર્મ છે. સિદ્ધરાજ જીવશે અને રાજ્ય કરશે તો સર્વે સારાં વાનાં છે. "એમ નહિ તો પછી જિવતર શા કામનું છે? પણ સ્વામીરાજ! મારી

"એક વિનતિ છે. મારે શા માટે જીવવું જોઇયે; બે પ્રહર માટે હું એટલું "બધું સંકટ વેઠું ?[1] તમારી સાથે હું પણ મારો જીવ આપીશ." જગદેવ બોલ્યો: "પણ બાળકોની શી વલે થશે ?" ચાવડી બોલી: "ત્યારે એમનું "પણ બલિદાન આપો." ત્યારે જગદેવે કહ્યું: "જો એમ જ હોય તો હવે "ઢીલ કરવી નહિ." જગદેવ મ્હોટા કુંવરને હાથે વળગાડીને ઉતર્યો; ચાવડી તેમની પછવાડે ન્હાના કુંવરને લઇને ઉતરી. સિદ્ધરાજ જયસિંહને ઘણું જ આશ્ચર્ય લાગ્યું, ને મનમાં કહ્યું: "બહુ સારૂં કર્યું રજપૂત ! અને ઘણું ઠીક "કર્યું રજપૂતાણી !"

તે પછી તે ચારે જણ આગળ ચાલ્યાં. શું બને છે તે જોવા રાજા પણ પછવાડે ચાલ્યો. જગદેવ અને ચાવડી દેવિયોની પાસે આવી પ્હોંચ્યાં. તેઓ બોલિયો; "જગદેવ ! તારૂં માથું કાપવાને તૈયાર છે ?" તે બોલ્યો: "મારા માથાને સટે સિદ્ધરાજના આવરદામાં કેટલાં વર્ષ વધારશો ?" તેઓ બોલિયો: "એ બાર વર્ષ સુધી રાજ્ય કરશે." ફરીને જગદેવે કહ્યું: "ચાવડી "અને બે બાળકોના જીવ મારા જીવ જેટલા જ અગત્યના છે, માટે ચાર "જીવને સટે સિદ્ધરાજને અડતાળીસ વર્ષનો આવરદા આપો; હું ચાર જીવ આપું છું." દેવિયો બોલી: "તથાસ્તુ." એટલે ચાવડિયે પોતાનો પ્હેલો કુંવર તેની આગળ રજુ કર્યો. જગદેવે પોતાની તરવાર ક્હાડીને કુંવરનું માથું કાપી નાંખ્યું, ને બીજા કુંવરને તૈયાર કર્યો, એટલે દેવિયોએ તેને અટકાવ્યો અને કહ્યું: "જગદેવ ! અમે અડતાળીસ વર્ષ આપ્યાં ને તે સાથે તારી સ્ત્રી, ને કુંવર "પણ આપ્યાં." પછી તેઓએ મ્હોટા કુંવર ઉપર અમૃત છાંટયું એટલે તે સજીવન થયો. દેવિયો હશીને બોલી: "તારી અને તારી સ્ત્રીની સ્વામીભક્તિ અત્યંત છે." પછી તેના કુંવરના માથા ઉપર હાથ મૂકીને ચાવડીને આપ્યા. તેઓ બોલિયો: "જગદેવ ! તારી સ્વામીભક્તિને લીધે અમે સિદ્ધરાજને અડતાળીસ "વર્ષનું રાજ્ય આપિયે છિયે." એમ કહીને રજા આપી. જગદેવને અને ચાવડિયે નમન કર્યું, અને બન્ને કુંવરને લઇને ઘેર પાછાં ગયાં.

આણીમગ રાજા, જગદેવની સ્વામીભક્તિ અને ચાવડીનો પતિપ્રેમ જોઈને અત્યંત આનંદ પામ્યો. તે રાજમંદિર પાછો આવ્યો અને પોહોડ્યો; અને સૂતો સૂતો મનમાં વિચાર કરવા લાગ્યો: "જગદેવ ! ધન્ય છે તને, તેં મારે માટે અડતાળીસ વર્ષનું રાજ્ય મેળવી આપ્યું." આ પ્રમાણે વિચાર કરતાં તેની

---

૧ એનો ભાવાર્થ એવો કે, મારે પતિની સાથે ગમે તે વેળાએ એટલે કે તમારો જીવ દેવિયો લેશે તે પછી તો મારે તમારી સાથે સતિ થઈ બળી મરવું છે. તો શા માટે મારે તમારી સાથે જ જીવ ન આપવો ? ર. ઉ.

આંખમાં ઉંઘ આવવા લાગી નહિ. પાછલી ચાર ઘડી રાત્ર રહી એટલે જગદેવને બોલાવવાને ચાકર આવ્યો. તે ઉઠી દાતણપાણી કરીને ન્હાયો અને સર્વશક્તિમાન્ ઇશ્વરની પૂજા કરી, માળા કરવા બેઠો ને કપાળે ટીલું કરીને પ્રહર ફાટ્યો એટલે રાજા પાસે ગયો.

જગદેવ દરબારમાં આવ્યો ત્યારે સિદ્ધરાજ દરબારમાં બેઠેલો હતો. તે પોતાની રાજગાદી ઉપરથી ઉઠીને તેને ભેટયો; અને પોતાની પાસે એક બીજી ગાદી પથરાવીને તેના ઉપર બળાત્કારે તેને બેસાર્યો. પછી જે સામંતોને તેણે ખબર ક્હાડવાની આજ્ઞા કરી હતી તેઓને બોલાવીને પૂછ્યું કે "તમે રાતોરાત "શા સમાચાર મેળવ્યા છે?" તેઓ બોલ્યાઃ "બે ગાડાંમાં ચાર માઉવો[1] હતી; "એક ગાડામાં જે હતી તેને દીકરો અવતરયો હતો માટે ગાતી હતી, અને બીજા "ગાડાવાળીનો દીકરો મરી ગયો હતો તેથી તે વિલાપ કરતી હતી." સામંતોની આવી વાત સાંભળીને સિદ્ધરાજ ધિઃકાર સાથે હશીને બોલ્યો: "તમે લાખ "લાખના પટાવાળા છો; તમે મ્હોટા સ્તંભ છો; તમે ખબર લાવો નહિ તો "પછી લાવશે કોણ?" પછી જગદેવના ભણી ફરીને બોલ્યો: "રાતે જે "નિપજ્યું હોય તે તમે ક્હેો." જગદેવ બોલ્યો: "સામંતોએ જેમ કહ્યું તેમ જ હશે." રાજા ફરીને બોલ્યો: "જેમ બન્યું હોય તેમ અથથી તે ઇતિ સુધી "માંડીને ક્હેો; મેં બધું સાંભળ્યું છે." જગદેવ બોલ્યો: "જો મેં કાંઈ પણ જોયું "હોય તો કહું,—બનાવીને વાત ક્હેતાં મને આવડતી નથી." પછી જગદેવની ઉદારતા કશીને, અને તેનું ધૈર્ય જોઈને સિદ્ધરાજ જયસિંહ બોલ્યો: "ઓ "સામંતો! ભાયાતો! અને ઠાકોરો! વાત સાંભળો. આજ સવારમાં પ્હેલે "પ્રહરે મારૂં મરણ થવાનું હતું; પણ હવેથી, જગદેવના પ્રતાપથી હું અડ- "તાળીશ વર્ષ સુધી વધારે રાજ્ય ભોગવવાનો છું. એના બે દીકરાનાં, એનું, "અને એની સ્ત્રીનું માથું દેવિયોને આપવાને એ તૈયાર થયો, મ્હોટા દીક- "રાનું માથું તો ખરેખરૂં એણે કાપીને આપ્યું હતું. આ ઉમરાવની હિમ્મત "અને સ્વામીભક્તિ તથા એની સ્ત્રીનો એના પ્રતિ અતિ પ્રેમ જોઈને દેવિ- "યોએ સર્વ ક્ષમા કર્યું અને મને આવરદા પણ આપ્યો. આજથી હું રાજ્ય "કરીશ તે જગદેવ કુંવરના પ્રતાપથી કરીશ. તમે કાંઈ લાભ મેળવી લેવા

---

૧ દુષ્કાળ અથવા કાંઈ સંકટ આવી પડવાથી ઘરબાર છોડીને જે માણસ ભટકતા ફરે છે તે માઉને નામે ઓળખાય છે. મારવાડના વાણિયા માઉ ક્હેવાય છે. અને તેઓ કચ્છ કે કાઠિયાવાડમાં આવી રહેલા છે, તે આજે પણ પોતાની અવટંક "માઉ" ક્હે છે. માઉ શબ્દનો અર્થ દુઃખી થાય છે. મારવાડમાં કાળ પડે છે ત્યારે ત્યાંના લોકો દેશાન્તરમાં નિર્વાહ અર્થે ભટકતા ફરે છે. તેઓને મારવાડની માઉ ક્હેવામાં આવે છે.

"સારૂં જૂઠું બોલ્યા. પણ આ બધો બનાવ મેં મારી નજરે દીઠો, ને મારા "કાને સાંભળ્યો. એમને ભારે પગાર બાંધી આપવામાં આવ્યો ત્યારે તમે બડ- "બડવા લાગ્યા. પણ હું જો નિત્યના એક લાખ અથવા એક કરોડ આપું તો પણ "એમના જેવો બીજો રજપૂત મને મળે નહિ."

આ પ્રમાણે સિદ્ધરાજે કહીને, પોતાની વડી કુમારીનું નાળિયેર જગ-દેવને આપ્યું, અને તે સાથે બે હજાર ગામ પણ આપ્યાં; વળી તે ઉપરાંત તેમના જાતખર્ચે સારૂ બીજાં પાંચસેં ગામ આપ્યાં. પછી જગદેવને કડાં, મોતીનો કંઠો, કલગી, અને બીજાં પાર વિનાનાં ઘરેણાં આપી ઘેર વિદાય કરયો. જગદેવે ઘેર આવીને સર્વ વૃત્તાંત ચાવડીને કહ્યો. તે બોલી: "તમે રાજા "છો, તમારા અંતઃપુરમાં બે ચાર રાજકન્યાઓ જોઇયે, તમે બહુ સારૂં કર્યું, "સંબંધ ઘણો સારો થયો."

પછી જગદેવે સારૂં મુહૂર્ત જોઈને લગ્ન કર્યું. પ્રજા સિદ્ધરાજને અને જગદેવને સમાન ગણવા લાગી. આ પ્રમાણે સુખ ભોગવતાં બે ત્રણ વર્ષ વીતી ગયાં.

ભૂજ[૧] નગરમાં રાજા ફૂલજી રાજ કરતો હતો; તેને પુત્ર લાખો ફૂલ કરીને કુંવર હતો, તેને બે કુંવરિયો હતી. એક સમયે તેણે વિચાર કર્યો કે આપણી કુંવરિયો વરવાને યોગ્ય થઈ છે, તેથી હવે તો કોઈ યોગ્ય વર શોધી કાહાડવા જોઇયે. પછી પોતાના પ્રધાનને બોલાવીને સિદ્ધરાજ જયસિંહને નાળિયેર મોકલવાની સલાહ કરી. તે પ્રમાણે જાડેજાનાં નાળિયેર પાટણ આવ્યાં: સિદ્ધરાજે જાન તૈયાર કરીને સાથે જગદેવ અને બીજા મહાન્ સામંતોને લીધા. તે ચાલતાં ચાલતાં ભૂજનગર[૨] આવી પહોંચ્યા. મહા

૧ કુચ્છના બોલાડીમાં પ્રથમ અને પછી આણુઘોરના ગઢમાં રાજધાની કરીને રાજા ફૂલે રાજ (ઇ. સ. ૮૫૫ થી ૮૮૦ સુધી) કર્યું છે. હબાયની એક ન્હાની ધાર ઉપર બોલાડીનો કોટ આજે પણ છે. આણુઘોર પણ હબાયની ધાર ઉપર છે. આ કોટ ખંડેર થયો છે અને તેમાં જૈનનાં દેરાં પણ ખંડેર સ્થિતિમાં છે; પણ ફૂલની વાત આ પ્રસંગને મળતી આવતી નથી. જામ લાખા જાડાણીને સાત કન્યા હતી તેને યોગ્ય વર ન મળવાથી તેઓ બળી મોઈ, એ વાત પ્રસિદ્ધ છે. પણ તેમાંની મોટી બે કન્યાઓનાં લગ્ન થયાં હોય અને બીજીઓનાં ન થયાં હોય તેથી બળી મોઈ હોય એવો સંભવ પણ ધારી શકાય છે. જામ લાખા જાડાણીની રાજગાદી લાખિયાર વિયરામાં હતી. જાડેજા અવટંક આ રાજાથી પડી છે. તેમ સિદ્ધરાજના સમયમાં લાખો ફૂલાણી નહિ પણ આ લાખો જાડાણી હતો. એનો સમય ઇ. સ. ૧૧૪૭ થી ૧૧૭૫ સુધી હતો.

૨ તે વેળાએ લાખિયાર વિયરામાં રાજગાદી હતી.

હર્ષથી સામૈયું લઈ જઈ જાનને નગરમાં લાવ્યા. રાજા ફૂલને[1] જગદેવના કુળની ખબર હતી, ને વળી પ્રધાને ફરીથી કહી સંભળાવીને તેને બધું સંભારી આપ્યું, તે સાથે કહ્યું: "એ મહાન્ રજપૂત છે, એક શૂરવીર, અને "એક ધીર પુરૂષ છે.—મ્હાની કુંવરી એને દ્યો." એ કુવરીનું નામ ફૂલમતી હતું, તેનું નાળિયેર જગદેવે લીધું. રાજા ફૂલ(જામ લાખા)ને માંડવે સિદ્ધરાજ સોલંકી અને જગદેવ પરમાર એ જાડેજી કન્યાઓ વ્હેરે પરણ્યા. કુળાચાર પ્રમાણે વરદક્ષિણા ઇત્યાદિ ભેટ કરીને પછી તેઓને રજા આપી. તેઓએ ઘણા દિવસ સુખમાં ફુહાડ્યા. પછી ચાવડીને પિયેરથી તેડું આવ્યું એટલે જગદેવની આજ્ઞા લઈને ચાવડી પોતાના બાપને ઘેર ગઈ.[2]

જગદેવની બાકી રહેલી વાત રસિકને બદલે જરા વિસ્મયજનક છે. સિદ્ધરાજની જાડેજી રાણીને કાળભૈરવનો વળગાટ હતો, તેની સાથે લડીને અને તેને વશ કરી લઈને જગદેવે સિદ્ધરાજને પોતાના વધારે ઉપકારના બોજા નીચે કેવા પ્રકારે આણ્યો તે સંબંધી ભાટ યથાસ્થિત વર્ણન કરે છે.[3]

---

૧ જામ લાખાને.

૨ આ વાતના ઇતિહાસવિષયક ઉપયોગીપણાને લીધે આ જગ્યાએ ખુલાસો કરવાની અગત્ય દિસે છે, તે એ કે—જો લગ્ન થયું હોય નહિ તો રજપૂતના કુળમાં લગ્ન થયાનું જૂઠું ક્હેવાની એટલી બધી છૂટ લઈ ભાટથી હિંમત ચલાવી શકાય નહિ. જો એમ કરે તો જેટલાને સંબંધ હોય તેટલા બધાની અવકૃપા ભાટ તેના પોતાના ઉપર ખેંચી લે.

૩ આ વાતનો પ્રસંગ નીચે પ્રમાણે બંધબેસતો કરી શકાય છે:-

જાડેજી રૂપે રંગે સારી હતી. તે મૃગનયની, પદ્મની સમાન શોભતી. તેને અંગ પરાગ છતાં નિત્ય પાંચસેં રૂપિયાની સુગંધી ચોળી પ્હેરતી. ન્હાતી વેળા તેના પાણીના પ્રવાહની જગ્યા ઉપર ભોગી ભ્રમર ગુંજાર કરી મૂકતા. આથી રાણીને ઘણા પ્રકારનું દુ:ખ થતું હતું. કાળભૈરવનો સિદ્ધરાજને વળગાટ હોતાં આ બળતરાથી સિદ્ધરાજ નિત્ય નિત્ય સૂકાવા લાગ્યો, તેનામાં ઉદાસીનો પ્રવેશ થયો. તેને કોઈ પ્રકારના રંગભોગ કે રાજકારભાર ઉપર પ્રીતિ રહી નહી.

આ પ્રમાણે પાંચ માસ વિત્યા, ત્યારે જગદેવે તેનું કારણ જાણવાનો નિશ્ચય કરયો. એક દિવસ રાત્રિ પડવા આવી એટલે સર્વ દરબારી લોક આજ્ઞા લઈ વેરાઈ ગયા, પણ જગદેવ ગયો નહિ. રાજાએ તેને જવાનું કહ્યું ત્યારે તે બોલ્યો: "મહારાજ! આપના મનમાં ઊંડી વેદના શી છે તે મને કહો. ત્યારે સિદ્ધરાજ નિ:શ્વાસ નાંખી બોલ્યો: "કુંવરજી! મારા મનનું દુ:ખ મારૂં મન જ જાણે છે.

દુહો. હઈડા ભીતર દવ બળે, કોય ન જાણે સાર;<br>
કે મન જાણે આપણૂં, કે જાણે કર્તાર.

વળી ચામુંડા માતા એક ભાટની સ્ત્રીનો વેષ લઈને રાજાના દરબારમાં માગવાને આવ્યાં ત્યારે જગદેવે પોતાનું માથું તે દેવીને આપીને પોતાના ધણી સિદ્ધરાજના કરતાં ઉદારતાની લડાઈમાં પણ તે કેવી રીતે વધ્યો તે સંબંધમાં વળી આપણને ભાટ લોકોની દંતકથા અદ્ભુત હકીગત જણાવે છે.[1]

---

"કુંવરજી! એ વાત કોને થાય? કહેવાની અગત્ય લાગે પણ કોને કહેવી તે સૂઝે નહિ, પણ તમે મારા દાતા છો. તેથી આજે તમે આ ડોઢીમાં થઈ રાણીની સ્થિતિ જોજો એટલે મારા મનની વેદના સઘળી તમારા જાણવામાં આવી જશે."

પછી સિદ્ધરાજ પ્હોડ્યો એટલે જગદેવ ઢાલ, તરવાર અને શસ્ત્ર સજી, દાડમ તથા ચંબેલીની વાડીમાં બેઠો. પછી અર્ધ રાત્રિ વીતી એટલે કાળભૈરવે રાણીમાં પ્રવેશ કરચો, એટલે તેને નાના પ્રકારની પજવણી અને અતિશય દુઃખ થવા લાગ્યું. તે જોઈ જગદેવે જાણ્યું કે આવું દુઃખ સિદ્ધરાજ કોની આગળ કહે? પછી તે હાથમાં તરવાર ઝાલી, ઢોલિયા ભણી કૂદી પડ્યો ને ચોટલો પકડીને ભૈરવને કહ્યું કે, પરકાયામાં પ્રવેશ કરનાર ચોર સાવધ થા. ઘણા દિવસથી તું બચી જતો હતો પણ આજે હું જગદેવ તને મળ્યો છું, એટલે તું ઉગરવાનો હવે નથી. પછી ભૈરવે ઘણો ચમત્કાર પ્રકટ કરચો, છતાં જગદેવે તેનું કાંઈ ચાલવા ન દેતાં તેને એવો તો સપડાવ્યો કે ભૈરવ નિર્બળ થયો. એટલે તે બોલ્યો: "હવે મને છોડ. હું હવે પછી કદિ આ શરીરમાં નહિ આવું." પછી જગદેવે તેનો આવેશ ઉતારવા વળગાટવાળી રાણીને એક ભોંયરામાં ઉતારી વળગાટથી મુક્ત કરી પાછી બ્હાર આણી. બીજે દિવસે સવારમાં જગદેવ પરમાર દરબારમાં આવ્યો ત્યારે સિદ્ધરાજે તેને બે હજાર ગામ, કડાં, મોતીની માળા ઇત્યાદિ આપ્યું.

૧ કાળો ભૈરવ ને ગોરો ખેતરપાળ એ બે ચામુંડા માતાને અખાડે વીર રમે, અને ત્યાં બધા ચેલા નાચ કરે. તેમાં ગોરા ખેતરપાળને એકલો જોઈ માતાએ પૂછ્યું કે કાળો ક્યાં? ત્યારે તે બોલ્યો: "માતાજી! તમારાથી શું અજાણ્યું છે?" પછી માતાએ જ્ઞાનદૃષ્ટિએ વિચારી જોયું તો સર્વે વાત જાણવામાં આવી, અને બોલી: "મેં એને વારચો હતો કે જગદેવ પરમાર હોય ત્યાં તારે જવું નહિ પણ એણે મારૂં "માન્યું નહિ." એમ કહી પછી માતાએ તેને છોડાવવા ભાટડીનું રૂપ ધર્યું. તેણે કાળી ભૂત, દુર્બળ, અને ઘરડી ડોશીનું રૂપ ધર્યું. તેના દાંત લાંબા હતા. દેખાવમાં ઘણી બિહામણી હતી, માથે લટિયાં વિખરાયલાં ને તેલમાં લદબદાયલા ધોળા શેતર જેવા વાળ હતા. કપાળે સિંદૂરની પિચળ કરેલી હતી. ખભા ઉપર કાળી લોબડી ઓઢેલી હતી અને કાળા ઉનનો કાંબળો પ્હેરચો હતો તથા સિંદૂરમાં લદબદ કરેલી કાંચળી પ્હેરી હતી. એવે રૂપે હાથમાં ત્રિશૂલ લઈને સિદ્ધરાજને દરબાર આવીને ડાબે હાથે સિદ્ધરાજને આશીર્વાદ દીધો ને જમણે હાથે જગદેવને દીધો અને છેડો માથે ઓઢચો. એટલામાં કોઈ કામપ્રસંગે જગદેવ પોતાને ઉતારે ગયો; એટલે રાજાએ પોતાના કરતાં જગદેવ પ્રતિ તેની વધારે માનભરેલી રીતિ જોઈને માતાને એવી ન્યૂનાધિક્તાનું કારણ પૂછ્યું. ત્યારે તેણે ઉત્તર આપ્યો: "મેં આપ્યું એટલું બધું માન જગદેવ પર-"મારને યોગ્ય છે." રાજાને આ વચનથી અંતઃકરણમાં ખોટું લાગ્યું અને તેને કહ્યું: "જા

જગદેવે આટઆટલા ઉપકારો સિદ્ધરાજ ઉપર કર્યા છે તે છતાં એમ જણાય છે કે, કીર્તિની લાલસાથી સિદ્ધરાજ જગદેવના ઉપર રોષે ભરાયો હતો, કેમકે, તેણે તેને પોતાના પગ નીચે કરી દઈને જગતમાં એની કીર્ત્તિ ઓછી કરી દીધી; અને સિદ્ધરાજે ધારના ઉપર ચડાઈ કરી તે તે રોષને

---

"તું પ્રથમ જગદેવ પાસે, તારે જે માગવું હોય તે એની પાસે માગ, અને તને જે એ "આપશે તે કરતાં હું ચોગણું આપીશ." ત્યારે કંકાળી ભાટડી બોલી: "હે સિદ્ધરાજ! "પૃથ્વીમાં કોઈયે પરમારની બરાબરી કરી નથી માટે તમારે તેની બરોબરી કરવાની "વાતે કરવી નહિ, કેમકે:—

સોરઠો. પ્રથમ વડા પરમાર, પૃથ્વી પરમારાં તણી,
એક ઉજેણી ધાર, બીજું આબુ બેસણું.

એટલે સિદ્ધરાજે કહ્યું: "અવશ્ય તને જગદેવ જે આપશે તેથી હું ચોગણું "ગણીને કે તોળીને આપીશ. માટે એનાં આટલાં બધાં વખાણ કરે છે તો પ્હેલી એની પાસે જા." ત્યારે કંકાળી ભાટડી તેનું પણ જોવા જગદેવ પાસે ગઈ અને તેને દરબારમાં બનેલા સર્વ વર્ત્તમાન કહી દાન માગ્યું. જગદેવે વિચાર્યું: "હું જે કંઈ ચીજ "એને આપીશ તે તે રાજા આપી શકશે. તેથી મારે એને એવું કંઈ અવનવું આપવું કે "જે રાજા આપી જ ન શકે." આવો વિચાર કરીને તેણે પોતાનું માથું આપવાનો નિશ્ચય કર્યો. તેને સોલંકિણી રાણિયે સમજાવ્યો કે, સર્વે વસ્તુ દાનમાં આપિયે પણ માથું આપિયે નહિ. પછી તેણે એ વિષે જાડેજી રાણીને પૂછ્યું તો તે કહેવા લાગી: "સ્વામીનાથ! એક તમારૂં માથું આપો ને એક મારૂં આપો. એટલે તમારાથી આઠગણું આપ"વાને બંધાયલો રાજા આઠ માથાં ક્યાંથી આપશે?" ભાટડીનું કામ થવાનું છે, તેથી માંહોમાંહે રાણીઓ સાથે આવો કેટલોક વિવાદ થયા પછી જગદેવે થાળમાં માથું કાપીને તેને આપ્યું. તે લઈને રાજી થતી સિદ્ધરાજ ભણી ચાલી ગઈ. પણ રાણીને કહેતી ગઇ: "હું સિદ્ધ"રાજ પાસે જઈ આવું એટલી વાર તમે એમના ધડનું રક્ષણ કરજો અને મંગળગીત ગાજો." સિદ્ધરાજ તો જગદેવનું માથું જોઈને આશ્ચર્ય પામ્યો. અને ઘણું ઘણું વિચારી એટલું જ કહી શક્યો: "હું મારૂં અને પાટવી ઘોડાનું માથું આપું છું, પણ મારૂં "માથું તું તારે હાથે ઉતારી લે." ભાટડી કહે: "હું જોગણી તથા ભિક્ષુક છું માટે આપેલું "દાન લઉં. મારાથી વગર આપેલું હાથે લેવાય નહી. માટે જો તારે માગ્યું આપવું જ "હોય તો તારે હાથે તારૂં માથું કાપી આપ." પરંતુ સિદ્ધરાજની પોતાને હાથે માથું આપવાની હિંમત ચાલી નહિ. ત્યારે ભાટડિયે કહ્યું: "તમારા ઉંચા મહેલ ઉપર ચડીને "બૂમ પાડો કે જગદેવ પરમાર જિત્યો ને હું હાર્યો ને પછી આ માથાવાળી થાળી "નીચેથી સાત વાર નીકળી જાઓ તો તમને જવા દેઉં." સિદ્ધરાજ ભારે સંકડામણમાં આવ્યો, અને આખરે તેણે તે પ્રમાણે કર્યું. એટલે માથાનો થાળ લઈ ભાટડી જગદેવને ઉતારે ગઈ અને ધડ ઉપર માથું મૂકીને જગદેવને સજીવન કર્યો. જગદેવ ઘણો પ્રસન્ન થયો અને બોલ્યો: "માગ્ય, માગ્ય, માગું તે આપું." ભાટડી કહે: "મારે કશું

લીધે જ કરી હતી. જગદેવના જાણવામાં રાજાનો આવો વિચાર આવ્યો એટલે તેણે રાજાની ચાકરી છોડવાનો નિશ્ચય કર્યો, કેમકે એક કહેવત છે કેઃ-

"ધારા ભીતર હું રહું, મુજ ભીતર યે' ધાર;
"જો ધારા પાછી દઉં, તો લાજે પરમાર[1]

એ નિશ્ચય અમલમાં મૂકવા માટે જગદેવે ઘેર જઈને જાડેજીની સલાહ લીધી, તે બોલ્યોઃ "રાજાએ આપણી સાથે શત્રુતા કરવી ધારી છે; એથી અહિં વધારે "રહેવામાં હવે લાભ નથી; જો રાજા આગ્રહ કરશે તો પણ હવે આપણે રહેવું "નથી; આપણે આપણું ભાગ્ય અજમાવી ચૂક્યા." રાણી તેના કહેવાને સંમતિ આપતી બોલીઃ "રાજવંશી તરીકે તમારી કીર્ત્તિ જગતમાં વ્યાપી ગઈ છે "અને તમે સારી શોભા મેળવી છે. માટે ઘેર જઈને હવે માતાપિતાને ભેટવું "એ વિશેષ સારૂં છે. હું પણ મારાં સાસુસસરાજીનાં દર્શન કરીશ. તમારો "સંબંધ જ કહી બતાવશે કે કુંવરે સારૂં નામ કહાડ્યું છે; માટે મુહૂર્ત્ત જોઈને "આપણે ચાલવા માંડિયે."

પછી જગદેવે જોશીને બોલાવ્યો, અને મુહૂર્ત્ત ઠરાવીને નગરની બ્હાર પોતાનો તંબુ ઠોકાવ્યો. એટલામાં ચાવડી પણ પોતાને પિયરથી આવીને પોતાના સ્વામીને ભેટી; તેઓએ ઘણું સુખ ભોગવ્યું. જગદેવે તેને બધી વાત કહી, અને તેણે પણ તેની સાથે ચાલવા માંડયું. તેઓએ ઉંટો ઉપર પોતાની માલમતા લાદી, અને તેમની સાથે તેમના હાથી, ઘોડા, રથ, પાલખીઓ, ઢોર, દાસી, અને દાસ,-આખો ઘરવાખરો લઈને નીકળ્યાં. બધું જ્યારે નગરની બ્હાર આવ્યું ત્યારે જગદેવ ઘોડે ચડીને રાજાની હજૂરમાં ગયો. સિદ્ધરાજે ઉભા થઈને કહ્યુંઃ "આવો અહિં બેસો." પણ જગદેવે ઉત્તર આપ્યોઃ "મહારાજની સેવા મેં ઘણા દિવસ કરી, હવે મને ઘેર સીધારવાની

---

"જોઈતું નથી, પેલા કાળભૈરવને છોડ્ય." જગદેવે તેને ભોંયરામાંથી મુક્ત કર્યો. તે ખોડિયો થયો હતો તેથી ખોડિયો ખેતરપાળ કહેવાયો. તેને લઈને ભાટડી ચાલી ગઈ.

દુહો.-"સંવત અગિયાર અમોતરે, ચૈત્ર ત્રીજ રવિવાર;
"શિશ કંકાળી ભાટને, દિય જગદેવ ઉતાર.

એક બીજો દુહો धारराज्यका इतिहास પૃ. ૪૫ में નીચે પ્રમાણે છે:

सम्बत ग्यारसौ इक्यावन चेत सुदी रविवार
जगदेव सीस समर्पियो, धारनगर पवांर २. ઉ.

૧ એક બીજો દુહો આ પ્રમાણે છેઃ—

જ્યાં પુંઆર ત્યાં ધાર હેં, (ઔર) ધાર તિહાં પુંઆર;
ધાર બિના પુંઆર નહિ. (ઔર) નહિ, પુંઆર બિન ધાર.

/

"રજા આપવી જોઈયે." રાજાએ તેને પોતાની પાસે રાખવાને ઘણોય આગ્રહ કર્યો પણ જગદેવે માન્યું નહિ. પ્રધાન અને સામંતોએ પણ ઘણું કહ્યું, પણ જગદેવે તો જવાની રજા જ માગ્યાં કરી. છેવટે રાજાને નમન કરીને અને બધા સાથને રામ રામ કરીને જગદેવ ત્યાંથી ચાલતો થયો. સિદ્ધરાજની પુત્રી પણ તેનાં માબાપને, બન્ધુજનોને, બ્હેનપણિયોને ભેટીને જગદેવ સાથે ચાલી.

આવી રીતે જગદેવ પાંચ હજાર અશ્વાર સહિત પાટણથી સિધાવ્યો. તેની આગળ આઠ હજાર પાયદલ ચાલવા લાગ્યું. દર મંજલ ચાલતાં તેઓ ટુકટોડે આવી પ્હોંચ્યાં. કાસદે ચાવડા રાજાને સમાચાર કહ્યા; તેઓએ વધામણી માગી. કુંવર બીરજે તેમને વધામણી આપી; તેણે નોબત અને વાદિત્ર વજડાવ્યાં; નગરને શૃંગાર્યું, અને કુંવર મ્હોટી ધામધૂમથી સામો મળવાને ગયો; સર્વેએ તેને મોતિયે વધાવ્યો ને એક બીજાને મળ્યા. જગદેવ ત્યાં એક મહિના સુધી રહ્યો. લોકોએ પાટણના સમાચાર સાંભળ્યા હતા પણ ચાવડિયે પ્હેલેથી તે છેલ્લે સુધી સર્વે વાત માંડીને કહી. સર્વે ખુશી થયાં.

એક મહિના પછી જગદેવે જવાની આજ્ઞા લીધી ને ધાર ભણી ચાલ્યો. અગાઉથી જ જગદેવ આવવાના સમાચાર ધાર જઈ પ્હોંચ્યા હતા, તથાપિ રાજાને એ સમાચાર ક્હેવા તેઓએ એક વધામણિયો મોકલ્યો. રાજા તે સાંભળી ઘણો જ ખુશી થયો; વધામણિયાને રાજાએ ઘરેણાં, કડાં અને મોતી આપ્યાં. સોલંકિણી રાણીની હજૂરમાંથી વધામણિયાને બેવડી વધામણી મળી. પછી રાજાએ જગદેવને સામા તેડવા જવાની તૈયારી કરી; નગર શૃંગાર્યું. ઉદયાદિત્ય રાજા, પાલખી, ઘોડા, અને હાથી લઈને તેઓને તેડવા સામો ગયો. જગદેવ પોતાના પિતાને પગે લાગ્યો; પોતાના ભાઈભત્રીજાઓ, સામંત, ઠાકોર, રજપૂત, પ્રધાન, ધનાઢ્ય ગૃહસ્થો એ સર્વેને મળ્યો; તેણે પોતાના બન્ને કુંવરોને પોતાના બાપને પગે લગડાવ્યા, રાજા ઘણો ખુશી થયો. ઘણા ચારણભાટ લોકો જગદેવની કીર્ત્તિ ગાવા લાગ્યા.

આ પ્રમાણે તેઓ સર્વે ઠેકાણેથી રામ રામ લેતા ઘણા પાખરિયા, બખતરિયા મ્હોટા હાથીના સાથ સહિત નગરમાં પેઠા. જગદેવ પ્રથમ જઈને પોતાની માતા સોલંકિણી રાણીને પગે લાગ્યો. માતાએ તેનાં ઓવારણાં લીધાં; ત્રણે વહુ સાસુને પગે લાગી. સોલંકિણી રાણી પોતાના પુત્રને અને વહુઓને જોઈને અત્યંત હર્ષ પામી અને બોલી: "હું આ જગતમાં ભાગ્ય-"શાળી કે મેં મારા પુત્રનાં આવાં કામ મારે કાને સાંભળ્યાં અને તેમને "મારી નજરે દીઠાં." કુંવરો પોતાની વડીઆઈના ખોળામાં જઈને બેઠા. ત્યારે રાજા ખુશી થઈને બોલ્યો: "ઓ પુત્ર! તેં પરમારની પાંચસેં શાખાઓ ઉજાળી.

"અહો પુત્ર! આપણા પરમાર વંશમાં તારા જેવો કોઈ થયો જ નથી ને થશે પણ "નહિ. તેં સિદ્ધરાજને ઉગાર્યો અને તેનો જીવ બચાવ્યો, અને ભૈરવને વશ "કરી લીધો. તું રાજા સાથે લડ્યો અને તેનું અભિમાન બેસાર્યું. સોલં- "કિણી રાણીને ધન્ય છે કે જેણે તારા જેવા કુંવરને ધારણ કરીને જન્મ "આપ્યો. તારૂં નામ અમર થયું છે."

પછીથી વાઘેલી રાણી રાજાને પગે લાગી ને તેણે જગદેવનો સત્કાર કર્યો. જગદેવ તેનો હાથ ઝાલીને બોલ્યો: "માજી! મારે તમારો પ્રતાપ "છે. હું તમારે ખોળે છું."

આ પ્રમાણે સારો માણસ નઠારામાંથી સારૂં માની લે છેઃ—

અવગુણ ઉર ધરિયે નહિ, જ્યમ બાવળનું ઝાડ;
સૂળ ન એની છાયમાં માટે લઈયે પાડ.

આ પ્રમાણે વિચાર કરીને, તે વાઘેલીને પગે લાગ્યો અને રણધવળને ભેટ્યો; વહુઓએ પણ તે બંન્નેને ઘટિત માન આપ્યું.

પછી તરત જ થોડા સમયમાં રાજા ઉદયાદિત્યને રોગનું જોર એટલું બધું વધી ગયું કે તેને લાગ્યું કે હવે હું ઘણા દિવસ કાઢીશ નહી. તેથી તેણે પોતાના સર્વે સામંતોને અને જગદેવ તથા રણધવળને પોતાની પાસે બોલાવ્યા. અને સર્વેની આગળ તે બોલ્યો: "હું રાજચિહ્ન જગદેવને આપું છું, અને રાજ્યનો અધિકાર એને સ્વાધીન કરૂં છું." પછી [1]રણધવળને તેણે સો ગામ આપીને કહ્યું કે, જગદેવના કહ્યામાં તારે રહેવું; તેમ જ રણધ-વળની સુપ્રત તેણે જગદેવને કરી. આ પ્રમાણે જગદેવ ગાદિયે બેઠો ને રાજા દેવલોક પામ્યો. વાઘેલી અને સોલંકિણી સતી થઈ; અને રાજા જગદેવ રાજ્ય ચલાવવા લાગ્યો.

પંદર વર્ષની વયે તેણે ઘર છોડયું હતું ને સિદ્ધરાજની ચાકરી અરાડ વર્ષ કરી હતી. ગાદિયે બેઠા પછી તેણે બાવન વર્ષ રાજ્ય કર્યું. તે પંચાશી વર્ષ સુધી જીવ્યો. છેવટે તેણે કુંવર જગધવલને ગાદિયે બેસાર્યો અને પોતે દેવલોક પામ્યો. ચાવડી સોલંકિણી અને જાડેજી રાણિયો ઘણા આનંદથી સતી થઈ, અને પોતાના સ્વામી સાથે સ્વર્ગે ગઈ.

આ પ્રમાણે ભાટોની કથાનો અંત આણે છે: "મેં સારી વાત કહી "છે. જગદેવની આ વાત સાંભળ્યાથી, સત્યતા, અરોષ, હિંમત, ધૈર્ય, શૌર્ય, "ડહાપણ, ઉદારતા, એ સર્વે નીકળી જાય છે. આ જગદેવની વાત રાવ અને

---

૧ રણધવલ ને નરવર્મદેવ જે ઈ. સ. ૧૧૦૪ થી ૧૧૩૩ સુધી થયો તે એક હશે.

"રાણા વાત સાંભળે તો તેનું કાયરપણું, કૃપણપણું અને તોછડાઈ એ સર્વે "નાશી જાય; તેઓને કદિ સંકટ આવી પડે નહિ. આ પ્રમાણે વિચાર કરીને "વાંચનાર વાંચશે, કવિ ગાશે, અને સામંતો સુણશે, તો અમરપુરીમાં જેઓ "વસે છે તેમને જેટલો આનંદ થાય છે તેટલો આનંદ થશે."

આ પ્રમાણે પ્રતાપી અને શૂરવીર જગદેવ પરમારની વાત છે.

---

## પ્રકરણ ૯.

## રા' ખેંગાર.

પ્રબંધ ચિંતામણિનો કર્ત્તા લખે છે કે, સિદ્ધરાજે આહિર રાણા અથવા ભરવાડ રાજા, નામે નવઘણ ઉપર ફોજ મોકલી. તે ફોજે જઈને વર્દ્ધમાન અથવા હવણાં જે વઢવાણ કહેવાય છે તેને અને બીજાં શહેરોને ઘેરો ઘાલ્યો, પણ ઘણી વાર પાછા હઠવું પડયું. છેવટે રા'ખેંગારના વારામાં સિદ્ધરાજ જાતે ચડ્યો, અને તે રાણાના ભાણેજની કપટરચનાએ કરીને તેને ઝાલ્યો અને મારી નાંખ્યો. તેની રાણીયે ઘણો જ શોક કર્યો અને તેને રા'ખેંગારની સાથે જ જીવ આપવાનો પ્રસંગ મળ્યો નહિ, માટે વિલાપ કરવા લાગી જે,

(સોરઠો.)—વાઢી તો વઢવાણ, વિસારતાં ન વિસરઈ;
સોના સમા પરાણ, ભોગવહ તઈં ભોગવીઈ.

અહિં નવઘણ (નોંઘણ) અને ખેંગારના નામ વચ્ચે ગુંચવણ પડે છે. એ નામ બે જૂદા જૂદા પુરૂષ—બાપ અને દીકરાને લગાડ્યાં છે. તેઓ યાદવ કુળના રાજા હતા અને સોરઠમાં ગિરનાર અથવા જૂનાગઢમાં રાજ્ય કરતા હતા, તેમાં સિદ્ધરાજનો સામાવાળિયો, જેને તેણે મારી નાંખ્યો તે ખેંગાર હતો, અને વઢવાણમાં જે રાણી મરણ પામી તેનો તે સ્વામી હતો.

એક ભાટ કહે છે કે, રા'ખેંગારના[1] પિતા રા'નવઘણે મહીકાંઠા ઉપ-

---

૧ જૂનાગઢના જાદવ (ચૂડાસમા) રાજાઓમાં ચોથો રાજા રા' ગ્રાહરિપુ (ગારિયો ૧ લો) ઈ. સ. ૯૪૦ થી ૯૮૨ સુધી હતો. તેણે મૂળરાજ સાથેની ઇ. સ. ૯૭૯ માં થયેલી લડાઈમાં હાર ખાધી. તે પછી તેનો કુંવર (૫) રા' કવાટ ઇ. સ. ૯૮૨ થી ૧૦૦૩ સુધી થયો. એણે આબુના આવા રાજાને દશ વખત પકડી છોડી દીધો હતો પરંતુ શિયાળ બેટના પરમાર રાજા વીરમદેવ (કોઈ એને મેઘાનંદ ચાવડો પણ કહે છે તે) રાજાઓને યુક્તિથી પકડી લાકડાનાં પાંજરામાં પૂરતો, તેણે જાદવ સિવાયના છત્રીશ કુળના રજપૂત રાજાઓને પકડ્યા હતા. તેણે સોમનાથ પાટણમાં વહાણ બતાવવાને બાહાને રા' ને તેડી જઈ દગેથી પકડી ગયો અને કેદમાં

રના ઉમેટાના રાજા ઉપર શરણુ થયાની નિશાની દાખલ, પોતાની કન્યા આપવાની જોરાવરી કરી હતી. કન્યાનો ભાઈ હંસરાજ મહીડો કરીને હતો,

---

નાંખ્યો. ત્યાંથી તેણે એક બારોટ સાથે પોતાના મામા ઉગા વાળાને તળાજે તે હકીકત કૂહાવી મોકલી, એટલે તેણે ત્યાં આવી રા'ને છોડાવ્યો.

તે પછી તેનો કુંવર (૬) રા' દયાસ ઉર્ફે મહીપાળ પ્હેલો ઈ. સ. ૧૧૦૩ થી ૧૧૧૦ સુધી. અણહિલવાડ પાટણથી સોલંકી રાજાની રાણીયો અને કુંવરિયો સોમનાથની યાત્રાએ આવેલાં ત્યારે તેનું અપમાન થાય તેવું આચરણ કરવાથી અણહિલવાડથી દુર્લભસેન સોલંકીએ લશ્કર સાથે ચડી આવી તેનું રાજનગર વામનસ્થલી (વંથલી) જિતી લીધું તેથી રા' દયાસ પોતાના કુટુમ્બ સહિત જૂનાગઢના ઉપરકોટમાં ભરાઈ બેઠો એટલે સોલંકી લશ્કરે ઉપરકોટને ઘેરો ઘાલ્યો.

ચૂડાસમાના ભાટ કહે છે કે, એ જિતવો મુશ્કીલ જણાયો ત્યારે એક બીજલ કરી ચારણ હતો તેણે દુર્લભસેનને કહ્યું: "મને મ્હોટું ઈનામ આપો તો હું એકલો "જે કામ લશ્કરથી નથી થતું તે કરી આવું." રાજાએ ઈનામ આપવાનું કબુલ કર્યાથી ચારણ, માંગણ જાત હોતાં કોટમાં જવાની કોઈએ ના ન ક્હેવાથી ગયો.

રા' દયાસ સોરઠી રાણી ઉપર વિશેષ પ્રીતિ રાખતો હતો; તે રાણીની પણ રાજા ઉપર બહુ સત્તા હતી. એ રાણીને રાત્રિયે એવું સ્વપ્નું આવ્યું કે, રા' પાસે કોઈ ચારણે ત્યાગ(પરવા અથવા દાન)માં રા' નું માથું માગ્યું તે તેણે આપ્યું. એ સ્વપ્નું ખરૂં થવાનો ભય લાગ્યાથી એક કોઠામાં રા'ને રાખ્યો અને ત્યાં કોઈ પણ જઈ શકે નહિ તેવો બંદોબસ્ત કર્યો.

ચારણને આ હકીકત જણાઈ એટલે તે સદરહુ બુરજ પાસે બેસીને રા'ના જશનાં કવિત બોલવા લાગ્યો. રાહે ઉપરથી બારીમાંથી જોયું તો ગઢવીને દીઠો. અને તેને ઉપર આવવા સારૂ એક લાકડી દોરડાને છેડે બાંધી, અને તે લોઢ અથવા દોરડું નીચે લટકતું મૂક્યું. ગઢવી લાકડી ઉપર દોરડું ઝાલીને બેઠો એટલે રાહે તેને ઉપર ખેંચી લીધો. તે વિષે સોરઠો છે કે:—

"ચારણ ચઢિયો લોઢ, મથો ગઢે માગણે;
સોરઠ રા' દયાસ, સે હણે ન કહિ કહાડે."

રાહે ચારણને કહ્યું: "જે ગમે તે માગ હું આપવા તૈયાર છું." ત્યારે ચારણે રાહનું માથું માગ્યું; રા' માથું આપવા તૈયાર થયો. તે વાતની રા'ના કુટુમ્બમાં ખબર પડતાં ત્યાં સૌ આવ્યાં. ત્યારે ચારણને રાણિયે કહ્યું:—

"અધા હૈ[૧] અધા થિયેં[૨]; બાઈ યે છ મંગણિહાર[૩];
તાજી[૪] ડિયા તકડા[૫] ડિયા હાથી[૬] ડિયાં હલકાર;
ગિનની[૭] ચંદન હાર, દેં[૮] છડીધા[૯] સરદાર[૧૦]."

(૧ બાઈ. ૨ થાય. ૩ જણાય. ૪ ઘોડા. ૫ હઉ ૬ હાથી. ૭ લેને ૮ શરીર. ૯ મૂકશે. ૧૦ ધણી)

તેણે કહ્યું કે પિતાએ ડરી જઈને કન્યા આપી છે પણ કોઈ દિવસ હું નવઘણને

---

ચારણે ઉત્તર આપ્યો: "ગેમર[1] આય[2] ઘણા, તાજિ[3] આય તબીલમેં[4]
મોંકે[5] નાંય[6] મણા[7] આપો[8] શિર[9] વાલો[10] અબે[11]."

(૧ હાથી. ૨ છે. ૩ ઘોડા. ૪ તબેલામાં. ૫ મને. ૬ નથી. ૭ ઓછું. ૮ આપો. ૯ માથું. ૧૦ વાહાલું. ૧૧ હમણાં.)

રા'ની બ્હેને જાણ્યું કે ભાઈનું મન ડગશે તો અપકીર્તિ થશે તેથી બોલી:—

"વઢી[1] દેને વીર, મથો[2] મંગણિહાર[3] કે,
દાતારા મન ખીર[4], અદાતા ઘણું કઠણ જે."

(૧ વાઢી. ૨ માથું. ૩ માગણ. ૪ દૂધ.)

રા'ની માએ પણ કહ્યું:—"મથો મંગણિહાર કે, જતું દયાસ ન દે;
કેડે[1] બંધી[2] કિણજી[3], કીરત[4] કીંય[5] કરે."

(૧ તારી પછવાડે. ૨ બંદીજન=ભાટ. ૩ કેની. ૪ કીર્તિ. ૫ કેમ.)

રા'દયાસે માથું કાપી ચારણને આપ્યું તે લઈ તે જતો હતો ત્યારે સોરઠી રાણી સતી થતી હતી તેણે માગી લીધું ને દામોદર કુંડપર બળી મોઈ. સોલંકી લશ્કરે જૂનાગઢ કબજે કર્યું અને પોતા તરફથી થાણદાર નીમી લશ્કર પાટણ ગયું. રા'દયાસની બીજી રાણી પોતાના કુંવર નવઘણને લઈ આલિદર બોડીધરના આહિર દેવાઈતને ઘેર રહી. જૂનાગઢના થાણદારને ખબર પડવાથી દેવાઈતને પોતાની પાસે બોલાવી ખબર પૂછી ત્યારે તેણે કહ્યું કે જો મારે ઘેર કુંવર સંતાયો હશે તો હું લખું છું તેથી સોંપી દેશે. પછી તેણે સોરઠો એક લખી પોતાના દીકરા ઉગાને મોકલ્યો કે:-

"ગાડું ગાલણ ગા, ગાડાવત રાખે ગળે:
બાંકી ખૂબલિયાં જે ઉચ્ચેટિયે ઉદ્દાઉત."

(ગાડું હવે ગારમાં ગળી બેઠું છે, માટે ગાડાના હાંકનારને આપણે ગળે રાખવાનો છે, હે ઉદ્દાના પોતરા! તારો બાહુ ખૂબ દેઈને ઉચક.)

કાગળ પ્હોંચ્યો પણ નવઘણ તો થાણદારને ન મળ્યો ત્યારે લશ્કર લઈ, દેવાઈતને સાથે રાખી થાણદાર આલિધર બોડીધર આવ્યો ત્યારે દેવાઈતે નવઘણનો પોષાક પોતાના દીકરા ઉગાને પ્હેરાવી થાણદારને સોંપ્યો, અને તેણે તેને મારી નાંખ્યો.

પછી દશ વરસે એટલે ઈ. સ. ૧૦૨૦ માં દેવાઈતે પોતાની નાત એકઠી કરી તેની સલાહ પ્રમાણે પોતાની દીકરી જેસલનું લગ્ન કર્યું, તેમાં થાણદાર વગેરેને જમવા નોંતરી મારી નાંખ્યા અને જૂનાગઢની ગાદિયે રા' નવઘણને બેસાડ્યો.

(૭) રા' નવઘણ પ્હેલો ઈ. સ. ૧૦૨૦ થી ૧૦૪૪ સુધી. એના સમયમાં દુકાળ પડવાથી સૌરાષ્ટ્રના કેટલાક લોકો સિન્ધ અને માળવે ગયા. ત્યારે આલિધર બોડીધરના આહિર દેવાયતની દીકરી જેસલ (ઉર્ફે જાસલ) જેને રા' નવઘણે સાથે રૂહેતો ત્યારથી ધર્મની બ્હેન કરી હતી તે પણ પોતાના પતિ સંસ્તિયા સાથે સિન્ધ

મારી નાંખીશ. આવી બ્હીક તેણે પ્રસિદ્ધપણે બતલાવી; અને નવઘણે પણ તેના બદલામાં સોગન ખાધા કે, હું હંસરાજને માર્યા વિના મૂકું નહિ.

આ રાણીને માટે નવઘણને માત્ર આ એક જ કજિયામાં પડવું પડ્યું એમ નથી, પણ એક બીજો કજિયો ઉભો થયો હતો, તે એ કે જૂનાગઢ જતાં જ્યારે જાન જસદણની પાસે ભોંયરા ગામ આગળ આવી ત્યારે ત્યાંના રાજાએ જાણ્યું કે નવઘણ કન્યા લઈને જાય છે, એટલે તે હસ્યો, અને બોલ્યો કે, જો કદાપિ મારો કોટ પૂરો થઈ રહ્યો હોત તો એ ઠકરાણાંને હું જ મારે પોતાને માટે રાખી લેત. રા' નવઘણને જ્યારે આ સમાચાર કહેવામાં આવ્યા ત્યારે તેણે પ્રતિજ્ઞા કરી કે એ કોટને હું તોડી પાડું નહિ અને એ રાજાને મારી નાંખું નહિ તો મારૂં નામ નવઘણ નહીં.

એક સમયે, સિદ્ધરાજ સોલંકિયે નવઘણને નળની બાજુએ સોરઠ દેશની સીમા ઉપર પંચાળમાં ભીડાવી દીધો, અને તેનાં હથિયાર ઉતરાવી દાંતે તરણું લઈ શરણ થવાની જરૂર પાડી. ત્યારે પણ નવઘણે સમ ખાધા કે હું પાટણનો દરવાજો તોડી પાડીશ.

તે જ વેળાએ સિદ્ધરાજનો દસોંદી ચારણ હતો તેણે નવઘણના હાસ્યની કવિતા બનાવી. તેથી રા' એટલો બધો ક્રોધાયમાન્ થયો કે તેણે ભાટના ગાલ ફાડી નાંખવાનું વળી પણ લીધું.

---

ગઈ હતી. ત્યાં સિંધના રાજા હમીર સુમરા(બીજા)એ તેનું રૂપ જોઈ પોતાના જનાનામાં લેવા યત્ન કર્યો ત્યારે કોઈ રીતે બચવાનો ઉપાય ન હોવાથી જેસલે પોતાને વ્રતનું કારણ જણાવી છ માસનો વાયદો કર્યો. અને પોતાના ધર્મના ભાઈ નવઘણને, પોતાની મદદે આવવા માટે નીચેનો સોરઠો લખ્યો—

"તું તુય જે ન હોય, તે તું હૂતે હૂઈ;
વીર વમાસી જોય, નવઘણ નવ સોરઠના ધણી."

તે ઉપરથી રા' મોટું લશ્કર લઈ સિન્ધ ચડી જઈ સુમરા રજપૂત રાજાને જિતીને બ્હેનને છોડાવી લાવ્યો.

તે પછી તેનો કુંવર, (૮) રા' ખેંગાર ૧ લો ઈ. સ. ૧૦૪૪ થી ૧૦૬૭ સુધી થયો. પછી તેનો કુંવર, (૯) રા' નવઘણ બીજો ઈ. સ. ૧૦૬૭ થી ૧૦૯૮ સુધી થયો, તેણે પાટણનો દરવાજો તોડવાની બારોટના ગાલ ફાડવા વગેરે પ્રતિજ્ઞા લીધી હતી. તેને ચાર કુંવર હતાઃ ૧ રાયઘણ ઉર્ફે ભીમ, તેને ગાંફ, ભડલી ગામ મળ્યાં. એના વંશજો રાયજાદા કહેવાયા. ૨ શેરસિંહ ઉર્ફે સતરસાલ તેને ધંધુકા મળ્યું, એના વંશના સરવૈયા કહેવાયા. ૩ ચંદ્રસિંહજી ઉર્ફે દેવગણ તેને ઓકામ ચોરાશી મળી. એના વંશજો, પોતાની આગલી જ શાખા ચૂડાસમાને નામે ઓળખાય છે. અને ૪ ખેંગાર બીજો એ સોરઠનો જાદવ રાજા દશમો થયો. તે ઈ. સ. ૧૦૯૮ થી ૧૧૧૫ કે ૧૬ સુધી હતો. ર. છ.

રા' નવઘણ માંદો પડ્યો ને તેનું મોત પાસે આવ્યું પણ સોગન ખાધા હતા તેમાંથી કશું પણ કરવાની તેને જોગવાઈ મળી શકી નહિ. એટલા માટે તેણે પોતાના ચારે કુંવરને પાસે બોલાવ્યા ને કહ્યું કે મેં ચાર કામ કરવાને પ્રતિજ્ઞા લીધી છે તે પરિપૂર્ણ કરવાનું જે માથે લે તેને ગાદી ઉપર બેસવાનું છે. મ્હોટો કુંવર રાયઘણ હતો તેણે ભોંયરાનો કોટ તોડવાનું કામ માથે લીધું. રાહે તેને ચાર પ્રગણાં આપ્યાં, અને તેના વંશજની એક શાખા થઈ તે રાયજાદાને નામે હજી ઓળખાય છે. શેરસિંહ બીજો કુંવર હતો તેણે તે ઉપરાંત વળી કોલ કર્યો કે, હું હંસરાજ મહીડાને મારીશ; તેને પણ થોડાં ગામ આપ્યાં; અને તે સરવૈયા રજપૂતોનો વડિલ થયો. ત્રીજો કુંવર ચંદ્રસિંહ અંબાજીનો ભક્ત હતો અને તેને માનતા હતી તેથી [1]ચૂડી પ્હેરતો હતો. તેણે કહ્યું કે મારા ભાઇયોએ જે બે કામ માથે લીધાં છે તે ઉપરાંત હું પાટણનો દરવાજો તોડી પાડીશ, પણ ચારણના ગાલ ફાડી નાંખીશ નહિ; કેમકે એ કામ અપકીર્ત્તિ કરનારૂં છે; તેને પણ થોડાં ગામ મળ્યાં અને તે ચૂડાસમા રજપૂતોનો પૂર્વજ થયો. ખેંગાર જે સર્વ કરતાં ન્હાનો હતો તે એકલાએ જ એ ચારે કામ પૂર્ણ કરવાનું માથે લીધું એટલા માટે રા' નવઘણ પોતે જીવતાં છતાં તેને જુનાગઢની ગાદિયે બેસાર્યો અને પછી તરત જ મરણ પામ્યો.

રા' ખેંગારે પોતાની પ્હેલી જ સાંગ્રામિક ચડાઈમાં ભોંયરાનો કિલ્લો તોડી પાડ્યો અને ત્યાંના રાજાને મારી નાંખ્યો; પછીથી હંસરાજ મહીડાને કત્લ કર્યો; ત્યાર પૂંઠે સિદ્ધરાજ જ્યારે માળવે ગયો ત્યારે ખેંગાર સેના લઈને પાટણ ઉપર ચડ્યો અને પૂર્વ ભણીનો દરવાજો તોડી પાડ્યો. પાછો વળતાં, સિદ્ધરાજને પરણવાની રાણક દેવડી (દેવી) કરીને કાલડીના દેવડા રજપૂતની પુત્રી હતી તેનું હરણ કરી ગયો, અને તેની સાથે પરણ્યો. જ્યારે તેણે આવાં પરાક્રમ કર્યાં ત્યારે પેલા દસોંદી ચારણે તેની ઘણી કીર્ત્તિ ગાઈ. તે ઉપરથી ખેંગારે હીરા મોતીથી તેનું મ્હોં એટલે સુધી ભરી નાંખ્યું કે પાસે ઉભા રહેલા બોલી ઉઠ્યા કે "એના ગાલ ફાટી ગયા, એના ગાલ "ફાટી ગયા." તે સાંભળી ખેંગાર બોલ્યો: "ચારણના ગાલ ફાડવાનો માત્ર "એ જ ઉપાય યોગ્ય છે, કાંઈ કટારવતે ફડાય નહિ."

પછી, સિદ્ધરાજ જૂનાગઢમાં સેના લઈને આવ્યો, અને બાર વર્ષ સુધી લડ્યો પણ જિત થઈ નહિ. છેવટે રા' ખેંગારના ભાણેજ દેસલ અને

---

૧ દેવીનો ભક્ત હોવાથી ચૂડી પ્હેરતો તેથી ચૂડચન્દ્ર કહેવાયો અને તેના વંશના ચૂડાસમા કહેવાય છે. ર. હ.

વીસલ કરીને હતા તેઓ ખેંગાર ઉપર કોપીને સિદ્ધરાજ પાસે ગયા અને તેઓએ ભીતર રસ્તો બતાવ્યો ત્યાં થઈને તેણે પોતાની સેનાને કોટમાં ઘાલી. સિદ્ધરાજે ખેંગારને મારી નાંખ્યો ને રાણક દેવડીને વઢવાણ લઈ ગયો, તે ત્યાં સતી થઈ. સિદ્ધરાજે દેસલ અને વીસલનાં નાક કાપીને કહાડી મૂકયા.

સિદ્ધરાજે રાણક દેવીને ઝાલી ત્યારે તેના જાણવામાં આવ્યું નહોતું કે તેણે પોતાના પતિને મારી નાંખ્યો છે, પણ તે જાણતી હતી કે તેને કેદ કર્યો છે. તેઓ વઢવાણ આવ્યાં ત્યારે, સિદ્ધરાજે તેને કહ્યું કે મેં તારા પતિને મારી નાંખ્યો છે.[૧] પછી તેણે તેને પોતાની સાથે પરણવાનું ઘણું કહ્યું પણ તેણિયે તેના અંતઃપુરમાં પેસવાની ના કહી, અને બોલી કે, મારા પતિનું મરદું મને આપીશ નહિ તો હું તને શાપ દઈશ. સિદ્ધરાજ ડરી ગયો તેથી મરદું અપાવ્યું; અને બોલ્યો કે મેં અપરાધ કર્યો તેના બદલામાં શું પ્રાયશ્ચિત્ત કરૂં? રાણકદેવી બોલીઃ "આ જગ્યાએ મારે માટે એક દેવાલય "બંધાવ, તારી ગાદી ઝાઝા દિવસ ટકશે, પણ તેં મારા કુંવર માર્યા છે "માટે હું તુને શાપ દઉં છું કે-તારી પછવાડે ગાદી ઉપર બેસનાર પુત્ર થયા "વિના તું મરણ પામીશ." પછી તે પોતાના પતિની પછવાડે સતી થઈ.[૨]

સોરઠના લોક આજે પણ જૂનાગઢના જૂના રા'ને બહુ સંભારે છે અને એક કહેવત તેમનામાં ચાલી છે તે એ કે,

---

૧ સિદ્ધરાજે કદાપિ ઈંગ્લિશ રીચર્ડ રાજાની પેઠે રાણકદેવીને વિનવી હશેઃ-"હે "બાનુ! જેણે તને તારા પતિનાથી જૂદી પાડી તેણે તને તે પતિના કરતાં સારો પતિ "મેળવી આપવામાં મદદ કરવાને એ કામ કર્યું છે.

"હેનરી રાજાને મેં માર્યો પણ તેમ કરવાને ઉશ્કેરણી આપનાર તારી સુંદરતા "હતી * * * ન્હાના એડવર્ડને કટાર વતે મેં માર્યો પણ એ કામ તારા દિવ્ય "મુખે મારી પાસે કરાવ્યું."

૨ મેવાડના ઈતિહાસમાં લખ્યું છે કે, દ્વારકાની પાસે કાલિવાવના પરમાર રાજાની પુત્રીને ચિતોડવાળા બાપાથી અસિલ નામે પુત્ર થયો હતો તેને સોરઠમાં વતન મળ્યું અને તેણે અસિલ ઘેલાતીની જાતિ સ્થાપી. તેનો કુંવર વિજયપાળ સિંગરામ ડાભી પાસેથી બળાત્કારે ખંભાત લેવાના પ્રયત્નમાં માર્યો ગયો હતો એવું કહે છે. વિજયપાળની સ્ત્રિયોમાંથી એક સ્ત્રીનું અકાળ મૃત્યુ થયું, અને તેને અધુરે દિવસે સેતૂ નામે પુત્ર આવ્યો. આવી સ્થિતિમાં મરનાર ભૂત થાય છે એવું હિન્દુ લોકો માને છે અને તે ચૂડેલ કહેવાય છે તેથી સેતૂનાથી જે જાતિ ચાલી તે ચૂડેલ કહેવાઈ. અસિલથી બારમો બીજ થયો તેના મામા ગિરનારના રા' ખેંગાર પાસેથી સોનલ મળ્યું, પણ તે જયદેવસિંહને હાથે માર્યો ગયો.

સોરઠો: "જે સાંચે સોરઠ ઘડ્યો, ઘડિયો રા'ખેંગાર
"તે સાંચો ભાગી ગયો, જાતો રહ્યો લુહાર."

રા'ના નગરની નૈઋત્ય કોણમાં એક માર્ગ આવેલો છે, તે એક ઉત્કૃષ્ટ ખેતીવાડીના, અને ચિત્રોપમ પ્રદેશમાં કેટલાક ગાઊ સુધી ચાલે છે. તેમ દેશમાં, આંબાવાડિયાં, આંબલિયો અને બીજાં વિશાળ ઝાડ આવી રહ્યાં છે. મ્હોં આગળ ગ્રેનાઈટ જાતિના પથ્થરના ડુંગરાની હાર દેખાય છે, તેના ઉપર ભરચક વન લપેટાઈ રહ્યું છે, તે ઉત્તર અને પશ્ચિમમાં આઠ ગાઉ સુધી વિસ્તાર પામ્યું છે. ડુંગરાની ધારના સુમારે મધ્ય ભાગમાં એક મ્હોટું બાકોરૂં છે તે "દુર્ગાનું પ્રવેશ દ્વાર" કહેવાય છે. ત્યાં આગળથી એક રળિયામણી ખીણ નજરે પડે છે, તેના આગમમાં નેમીનાથનો પવિત્ર પર્વત, મહિમાવંત ગિરનાર છે, તે નીચી ધારની સાથે બે સાંધનારી પર્વતની શાખાઓથી સંધાયો છે. તેનો મજબુત ગ્રેનાઈટ પથ્થરનો સ્થૂળ ભાગ નીચેની ધાર કરતાં ઘણો ઉંચો આવી રહ્યો છે ને તેના ઉપર અણીદાર શિખરો અર્ધાં ધુંમસમાં અને વાદળામાં લપેટાઈ ગયલાં ઝોકાં ખાય છે.

આ ખીણના મુખ આગળ પ્રાચીન જૂનાગઢ શહર વસેલું છે, તેના કોટની નીચે આસપાસના ગાઢ વનથી ભીંતો ઘણીખરી ઢંકાઈ ગઈ છે. ઈશાન કોણમાં તેના બુરજાની નીચે સોનરેખા નદી વ્હે છે તેમાં તેની છાયા પડે છે, તેની પેલી મેર રજપૂતનો જૂનો કિલ્લો ઉપરકોટ કરીને છે, તે રા' ખેંગાર અને તેની ભાગ્યહીણ સ્ત્રીનું રહેઠાણ હતું. આ કોટ આ દેશના કિલ્લાની બાંધણીનો ઉત્તમ નમુનો છે.[1] ઘણાં વર્ષ થવાને લીધે પૂજ્ય, અને પોતાના સ્થાનકે કરીને અદ્દભુત, તેની ઘણી ઊંડી ખોદેલી ખાઈ, તેના અસંખ્ય અને સ્થૂળ બુરજ, તેની કોશીકાંવાળી કિલ્લાની ભીંત, કે જે તેનું બળ અને તેજ ધારણ કરી રાખેલી યોગ્યતા બતાવી આપે છે તે સર્વેથી, શ્રીકૃષ્ણની હજી લગણ પણ છાયા રહેલી એવા યાદવ કુળના ગુપ્ત મહિમા સાથે, તેઓની વિચારસંકલના થઈ સહવાસને લીધે જોનારની કલ્પના નહિ ઉશ્કેરાઈ હોય તો પણ તેના મનમાં તે અસર કરયા વિના રહે એમ નથી.

ખેંગારના નગરના દરવાજાથી સોનરેખા નદીને કિનારે કિનારે તેના મૂળ સુધીનો માર્ગ યાત્રાળુ લોકોના પગથી ઘસાઈ ગયો છે, ત્યાં થઈને ગિરનારની ટોંચે જવાય છે. ન્યાયી અને ઉદાર અશોકે બાકોરાં પડાવીને

---

૧ આ કોટ ગ્રાહરિપુ (ગ્રાહઅરિસિંહ ઉર્ફે ગારિયો) જેને મૂળરાજ સોલંકી સાથે આટકોટ પાસે લડાઈ થઈ હતી તેણે બંધાવ્યો છે.

ખરાબાઓમાંથી રસ્તો પાડ્યો છે ત્યાં થઈને પર્વતને તળિયે યાત્રાળુ લોકો પ્રવેશ કરે છે; ત્યાંથી સુમારે એક માઈલના વાંકાચૂકા અને ખડબચડા માર્ગે થઈને પર્વતનો ઢોળાવવાળો સ્કંધ થઈ રહે છે ત્યાં આગળની એક કરાડને તળિયે આવી પ્હોંચાય છે. આ પવિત્ર પર્વત અહિંથી મ્હોટા, કાળા ગ્રાનાઈટ પથ્થરના ભયંકર દગડનો વિલક્ષણ દેખાવ આપણી નજરે પાડે છે; એની ટોચ ઉપર સપાટ જગ્યા છે તેની આસપાસ કોટ કરી લીધેલો છે, તે છેક કરાડ ઉપર આવ્યો છે ને તેમાં જૈન તીર્થંકરનાં ચૈત્ય (દેરાસર) છે. આ મેદાનથી ગિરનારના શિખર ઉપર ચડવાનો ઝાડીમાં માર્ગ છે. ત્યાં અંબા માતાનું દેરૂં છે. આ પર્વતને જૂદી જૂદી ૭ તૂકો છે તે ઉંડી ખાઇયોથી એક બીજાથી જૂદી પડેલી છે. આ તૂકોમાંથી ઉંચામાં ઉંચી છે તે ગોરખનાથને નામે પ્રસિદ્ધ છે, અને દૂરમાં દૂર છે તે કાલિકાને નામે જાણીતી છે. કાલિકાની તૂક ઉપર ઘણી ઘોર ક્રિયાઓ થાય છે, અને જો ચાલતી વાત ખરી હોય તો મનુષ્યમાં ભક્ષણ કરનારા અઘોરીના ઉપર કાલિકા પ્રસન્નતા જણાવે છે તેથી તે અઘોરેશ્વરી માતા કહેવાય છે. નીચેની તળેટીના મેદાનમાંથી માત્ર ચાર તૂકો નજરે પડે છે. આ તૂકો જૂદે જૂદી ગોરખનાથના દેવાલયથી સ્વતઃ દબદબાભરેલી દેખાય છે, પણ થોડે માઈલને છેટેથી તો ગિરનારનો શંકુ આકારનો દેખાવ કરી દેવાને રહેતાં રહેતાં સ્થૂળ ભાગ સાથે મળી ગયેલી દેખાય છે. નેમીનાથના પર્વતની અધિત્યકામાં બાંધેલાં દેરાસરોનું યથાસ્થિત વર્ણન આપવાની આ ઠેકાણે અગત્ય નથી, પણ માત્ર એટલું જ કહેવું બસ છે કે, એ ધર્મ માનનારા દ્રવ્યવાન્ લોકોએ, શત્રુંજયની પેઠે આ ઠેકાણે આ સર્વોત્તમ દબદબાભરેલાં પોતાના ધર્મનાં દેરાસર બંધાવવામાં અને તેને નીભાવવામાં જરા પણ ખાંપણ આવે એમ કર્યું નથી.[1]

નીચે ઉતારો કરેલી રાણકદેવડીની વાત, ભમતા ગવૈયા જે તુરીના નામે ઓળખાય છે તેઓની પાસેથી મળી છે. જેમ ઉચ્ચ વર્ણના હિન્દુઓ સાથે વધારે પ્રખ્યાતિ પામેલા ભાટચારણોનો સંબંધ હોય છે તે જ પ્રમાણે આ તુરી લોકોનો ઢેડની સાથે સંબંધ હોય છે, તેઓને તેમના યજમાનો પાસેથી ભીખ મળે છે તે માગી ખાતા આખા દેશમાં ભટકતા ફરે છે; અને તેના બદલામાં યજમાનોને અર્ધી કવિતામાં અને અર્ધી ચરડ(ગદ્ય)માં એવી ઢંગઢાળ વિનાની

---

૧ ટાડ્‌ઝ વેસ્ટર્ન ઇન્ડિયા નામના પુસ્તકમાંથી, અને કીટાની ગિરનાર ઉપરની નોંધ ઉપરથી લીધેલું આ વર્ણન બેંગાલ એશિયાટિક સોસાઈટીના સાતમા જર્નલને પૃષ્ઠ ૮૬૫ મે છે.

અને અમર્યાદ વાતો સારંગી સાથે ગાઈ સંભળાવે છે. એ ઉતારો નીચે પ્રમાણે છેઃ—

સિંધ દેશમાં પાવર[1] ધરતી છે તેનો શેર પાવર કરીને રાજા હતો. તેને મૂળ નક્ષત્રમાં એક કુંવરી અવતરી. જોશીયે રાજા શેરને કહ્યું કે આ કુંવરી જેવા જોગમાં અવતરી છે તેવા જોગમાં કોઈ દીકરી અવતરી હોય તેને જે કોઈ પરણે તેનું રાજ્ય જાય. આ વાત સાંભળીને રાજા ઘણો ખેદ પામ્યો અને પોતાની કુંવરીને વનમાં મોકલાવી દીધી. તેને હુડમતિયા કુંભારે દીઠી, અને ઘેર લઈ જઈને ઉછેરી. તે એટલી બધી રૂપાળી હતી કે લાખા[2] ફૂલાણિયે પરણવાનું માગું મોકલ્યું. કુંભારે કહ્યું કે કન્યા દેતાં પેહેલાં મારે મારી નાતને પૂછવું પડશે. લાખાએ કુંભારને ઘણો ડર દેખાડ્યો એટલે તે ત્યાંથી નાશીને સોરઠમાં મજેવડી ગામમાં સહકુટુંબ આવીને રહ્યો.

એક સમયને વિષે પાટણના રાજા સિદ્ધરાજ જયસિંહના ચાર દસોદી ભાટ—લાલા ભાટ, ભંગડ ભાટ, ચંચ ભાટ અને ડગલ ભાટ પરદેશમાં ફરતા ફરતા મજેવડીમાં આવી પ્હોંચ્યા, ત્યાં હુડમતિયા કુંભારની રૂપવંતી દીકરી તેમના જોવામાં આવી. તે જ્યાં જ્યાં પગ મૂકતી ત્યાં ત્યાં કુમકુમ પગલાં પડતાં હતાં. તે ઉપરથી ચારે ભાટે વિચાર કર્યો કે, આ કન્યા સિદ્ધરાજના દરબારમાં શોભે એવી છે, તેથી આપણે પાટણમાં જઈને વધામણી ખાઈશું તો નક્કી રાજા આપણને રાજી કરશે. આમ ધારી તેઓ પાટણ આવ્યા, ત્યાં સિદ્ધરાજે તેમનો સારો સત્કાર કર્યો. રાજાને સોળ રાણીયો હતી. તે એકેકને મહેલ રાજાએ ભાટોને પોતાની સાથે જમાડ્યા. ભાટ જેવા એક એકને ઘેર જમી રહેતા કે એક બીજાના સામું જોઈને ડોકું હલાવતા હતા. આનું કારણ સિદ્ધરાજે તેઓને પૂછ્યું. ત્યારે ભાટ બોલ્યાઃ “અમે તમારી સોળે “રાણીયો જોઈ, પણ તેમાંની એકે પૂરી પદ્મિની[3] નથી.” રાજા બોલ્યોઃ તમે “મારા દસોંદી ભાટ છો, માટે દેશાંતરમાં ફરીને એક ખરેખરી પદ્મિની ખોળી “કહાડો અને જ્યારે જડે ત્યારે માગું કરીને લગ્નનો દિવસ ઠરાવી આવો.”

---

૧ પાવર કચ્છમાં છે. શેર પાવર (શેર પરમાર) આ સમયે થોડા ગામનો ગરાશિયો હશે. લાખા જાડાણીએ તરત જ લાખિયાર વિયરો રાજધાની કરી હતી તે વેળાએ પાવરમાં શેર પાવર ત્યાંનો રાજા કહેવાતો હોય એમ સંભવે છે. અંગ્રેજીમાં રોર પાવર લખ્યું છે તે ‘શે’ ને બદલે ‘રો’ વાંચવાથી ભૂલ થયેલી જણાય છે.

૨ લાખો જાડાણી હોવો જોઇયે. ૨. ઉ.

૩ સ્ત્રિયોની ચાર જાતિ છેઃ—૧ પદ્મિની, ૨ ચત્રણી, ૩ હસ્તિની, અને ૪ શંખિની, તેમાં પદ્મિની સર્વોત્તમ કહેવાય છે.

તે પછી ખરી પદ્મિની ખોળવાને ભાટ દેશદેશાંતરમાં નીકળી પડ્યા પણ કોઈ ઠેકાણે કોઈ એક પૂરેપૂરી પદ્મિની જોવામાં આવી નહિ; છેવટે પાછા તેઓ સોરઠના મજેવડી ગામમાં આવી પ્હોંચ્યા. અગાઉ આ ભાટો મજેવડી તપાસ કરવા આવ્યા હતા અને ત્યારથી જ હુડમતિયા કુંભારના મનમાં ડર પેઠો હતો કે રખેને સિદ્ધરાજના ભાટે કન્યા દીઠી છે તેથી કદાપિ આપણને કાંઈ હરકત થશે તો. એ વિચારથી તે પોતાની કન્યાને તે સમયથી ભોંયરામાં રાખી મૂકતો હતો. પરંતુ આ વખતે તો ભાટ તેની પાકી ભાળ લાધતાં હુડમતીયા પાસે જઈ પ્હોંચ્યા, અને તેને કહ્યું: "તારી દીકરી પાટણના રાજાને દે." ત્યારે કુંભાર બોલ્યો: "મારે તો દીકરી નથી." ભાટોએ ઉત્તર આપ્યો: "અમે એને જોઈ છે, તેથી જો તું સિદ્ધરાજ સાથે તેનું સગપણ "કરીશ નહિ તો તે તને જંપીને બેસવા દેશે નહિ. વળી તારૂં કુંભારનું એવું "ભાગ્ય ક્યાંથી જે તું સિદ્ધરાજનો સસરો થાય!"

આ પ્રમાણે ધમકી આપીને તેમ જ લાલચ દેખાડીને સગપણ કરવાનું તેના મનમાં ઉતાર્યું અને બે ત્રણ માસ ઉપરનો એક લગ્નનો દિવસ નક્કી ઠરાવીને તેઓ પાટણ આવી પ્હોંચ્યા ને રાજાને સર્વે વાત કહી. સિદ્ધરાજે કહ્યું કે અમારા કુળને બટ્ટો લાગે એટલા માટે હું તો કુંભારની કન્યાને નહિ પરણું. ત્યારે ભાટોએ ઉત્તર આપ્યો.—

**દુહો**—"આંગણ આંબો મોરિયો, સાખ પડી ઘર બાર,
દેવે ઊપાઈ દેવડી, નહિ જાતે કુંભાર."

આવું સાંભળીને તથા તેઓએ તેના રૂપનું વર્ણન કર્યું તેથી રાજા રાજી થઈ ગયો અને લગ્નનો સામારંભ કરવા લાગ્યો, તથા માંડવો રચાવી ગણેશ બેસાર્યા.

આ પાસ આ પ્રમાણે બને છે તેવામાં જૂનાગઢનો રાહ ચૂડાસમો ખેંગાર હતો, તેની બ્હેન સિદ્ધરાજના ભાયાત વેરે પરણી હતી, પણ તે દેસલ અને વીસલ નામના પોતાના બે કુંવર સાથે જૂનાગઢમાં રહેતી હતી. એક દિવસે દેસલે પોતાના મામાને કહ્યું: "આપણા દેશમાં મજેવડી ગામ નવું વસ્યું છે, માટે તે જોવાને અમે જઇયે છિયે." આ પ્રમાણે આજ્ઞા લઈને તે પોતાના ભાઈ વીસલને લઈને મજેવડી ગયો. ત્યાં કુંભારની દીકરીની બધી વાત તેના સાંભળવામાં આવી. પછી તેણે જૂનાગઢ જઇને રા' ખેંગારને એ હકીગત આમ કહી: "આપણા પરગણામાં એક કુંભારની દીકરી છે તે બહુ જ રૂપાળી "છે, અને આપના દરબારમાં શોભે એવી છે. સિદ્ધરાજના દસોંદી ભાટ તેને જોવાને

"આવ્યા હતા, તેઓએ સિદ્ધરાજની સાથે તેનું લગ્ન કરવાનો દિવસ નક્કી "કર્યો છે. જો આપણા દેશમાંથી પાટણનો રાજા આવી કન્યા લઈ જાય "તો પછી આપણી શોભા શી?" ચૂડાસમાએ દેસલને કહ્યું: "મારૂં ખાંડું લઇને જા ને કન્યાને મારા દરબારમાં લઈ આવ." એટલે દેસલ ખાંડું લઈને ગયો ને કુંભારને કહ્યું: "તારી દીકરી રા'ખેંગારના ખાંડા સાથે પરણાવ." ત્યારે કુંભાર બોલ્યો: "કન્યા તો પાટણના રાજા વ્હેરે પરણાવવી છે અને "થોડા દિવસમાં ત્યાંથી જાન આવશે. જો હું મારી દીકરી રા'ખેંગારને "પરણાવું તો બેશક સિદ્ધરાજ મને મારી નાંખે." દેસલે ઉત્તર આપ્યો: "હું જોરાવરીથી એને તારી પાસેથી લઈ જાઊં છું એટલે તને કાંઈ હરકત "થશે નહિ." કુંભાર બોલ્યો: "પાટણનો રાજા ગિરનારને જડમૂળમાંથી "ઉખેડી નાંખશે અને તેના પથરા ચારે બાજુએ વિખેરી નાંખશે. માટે "સિદ્ધરાજને દીધેલી કન્યા સામું તમારે જોવું નહિ—

સોરઠો—"જેસિંહ દેવે જાય, ધાર નગર ઢંઢોળિયો,
"કપરો તે કહેવાય, ખેંગાર તું ખેંધો મ કર."

ત્યારે દેસલે તેને તોછડાઇભરેલો ઉત્તર આપ્યો—

દુહો—"બાવન હજાર બાંધિયા, ઘોડા ગઢ ગિરનાર;
"ક્યમ હડે સોરઠધણી, ખેહણુ[1] દળ ખેંગાર."

છેવટે પછી એમ જ થયું. દેસલ બળાત્કારથી કન્યાને રા'ખેંગાર પાસે લઈ ગયો. રાણકદેવડી જૂનેગઢ જઈ પ્હોંચી એટલે રથમાંથી નીચે ઉતરીને પોળમાં પેઠી. તેજ વેળાએ અચાનક તેને ઠેસ વાગી ને લોહી નીકળવા માંડ્યું. એટલે નિઃશ્વાસ નાંખીને તે બોલી: "ભાઈ! શકુન ઘણા માઠા થયા, આમાંથી કાંઈ નરસું નીપજશે."

"પ્રથમ પોળે પેસતાં, થયો ઠવકો ને ઠેશ;
"રંડાપો રાણક દેવીને (કે) સૂનો સોરઠ દેશ.[2]"

પછી સારી રીતે ધામધૂમ કરીને રા'ખેંગાર તેની વ્હેરે પરણ્યો, અને ત્રણ દિવસ સુધી આખું ગિરનાર નગર (ધુવાબંધ) જમાડ્યું. તે સમયે એવું

---

૧ અક્ષોહિણી એટલે,—૨૧,૮૭૦ હાથી, એટલા જ રથ, ૬૫,૬૧૦ ઘોડા ને ૧૦૯૩૫૦ પાળા એટલું જેમાં હોય તેવી સેના. ૨. ઉ.

૨ "ભાઈ! મને આ ઠીક લાગતું નથી; કેમકે ઘણા માણસો જેઓને ઘરને ઉમરે ઠેસ વાગી છે તેઓને, સંકટ આવી પડવા બાબતની અગમ ચેતના સારી રીતે મળી ચૂકી છે." છઠ્ઠા હેનરી રાજાના નાટકનો ત્રીજો ભાગ અંક ૪ થો. પ્રવેશ ૭ મો.

બન્યું કે પાટણના સો વાઘરી માટીનાં[1] વાસણ વેચવા સારૂ આવ્યા હતા, તેઓ ઉત્તર ભણીને દરવાજે ઉતર્યા હતા, તેઓને પણ સર્વેની સાથે જમવાને તેડ્યા. ત્યારે તેઓએ પૂછ્યું: "રાજાને ઘેર શી બાબતની જમણવાર છે જે અમને જમવાને તેડ્યા છે?" ત્યારે ચાકરે કહ્યું:—

"સોરઠ સિંહલદ્વીપની, જાત તણી પરમાર;
"બેટી રાજા શેરની, પરણ્યો રા'ખેંગાર."

"એટલા માટે આજ ત્રણ દિવસથી ઢેડ સુદ્ધાં આખા નગરને રાજા "જમાડે છે. માટે તમને પણ જમવાને તેડ્યા છે." ત્યારે વાઘરિઓએ વિચાર કર્યો કે આ કન્યા તો આપણા રાજાને દીધેલી છે, ને તેના બ્હેરે રા'ખેંગાર જોરાવરીથી પરણ્યો. ને સિદ્ધરાજ સોલંકી કહેવાય છે ને આપણે પણ સોલંકી વાઘરી કહેવાઈયે છિયે માટે સોલંકીની સાથે સગાઈ કરેલી કન્યાના પરણેતરના જમણમાં આપણે ભળવું ઘટે નહિ. માટે આપણે સત્વર પાટણ જઈને બધી વાત ત્યાં રાજાને કહેવી.

આ પ્રમાણે મનસૂબો કરીને, ભૂખ્યા ને તરશ્યા, તરત જ તેઓ ત્યાંથી નીકળ્યા તે ચાલતે ચાલતે પાટણવાડામાં વાઘેલ ગામ છે તેની સીમમાં આવી પ્હોંચ્યા અને ત્યાં જનાવર પકડવા પાશ નાંખ્યો. એવામાં સિદ્ધરાજના ચાર દસોંદી ભાટ ઘોડે ચડીને નીકળેલા ત્યાં આગળ આવી પહોંચ્યા, તેથી ભડકીને પાશમાં એક રોઝ સપડાયો હતો તે નાશી ગયો. તે જોઈ વાઘરી બોલ્યા: "બાપજી! અમે રાત દહાડો ચાલતા જૂનાગઢથી આવિયે "છિયે. આજે અમને સાત લાંઘા થયા છે. તમે અમારો રોઝ શા માટે નસાડી "મૂક્યો?" ભાટોએ પૂછ્યું: "તમને સાત લાંઘા કેમ થયા છે?" એટલે તેઓ બોલ્યા: "રા'ખેંગારે રાજાને દીધેલી કન્યા બલાત્કારે લઈ લીધી છે." આવું સાંભળીને ભાટ ઘણા વ્યાકુળ થયા ને તત્કાળ અશ્વાર થઈને પાટણ જઈ સિદ્ધરાજને કહ્યું:—

(અમે) "નિરધણિયા ને નઠોરિયા, ભણિયેલ જાતે ભાટ;
"ખોળી ફ્હાડી રાણકદેવીને, ખેંગારે પાડી વાટ."

આવું સાંભળીને સિદ્ધરાજે પોતાની સહાયતામાં [2]બાબરો ભૂત હતો તેને બોલાવીને કહ્યું: "હું રા'ખેંગારના સામો લડવા સારૂ જૂનેગઢ જાઉં "છું માટે તું મારી સાથે આવવાને તૈયાર થા." રાજા તૈયાર થઈને વાઘેલ

૧ આજે પણ પાટણમાં માટીનાં વાસણ ઘણાં સારાં થાય છે. ર. ઉ.
૨ બાબરિયાવાડમાં રહેનારા લોક, તેમનો ઉપરિ તે બાબરો.

પ્હોંચ્યો એટલે બાબરો તેને ત્યાં આવી મળ્યો. તેણે પાંચ હજાર ને બસેં ભૂત એકઠાં કર્યાં હતાં. તેઓએ સિદ્ધરાજની આજ્ઞા ઉપરથી એક રાતમાં ત્યાં આગળ એક તળાવ બનાવી દીધું.[1] પછી વાઘેલથી સેના ઉપડીને મુંજપુર ગઈ ને ત્યાંથી ઉપડીને ઝીંઝુવાડે[2] ગઈ. ત્યાં ભરવાડનો મુખી ધાંધો

---

૧ ગૂજરાતમાં અસલનાં તળાવ તથા ધર્મની ઈમારતો છે; તેમાં જે હિંદુ ધર્મની હોય છે તે સિદ્ધરાજ જયસિંહે (તેના લોકપ્રસિદ્ધ સધરા જેસિંગના નામથી) બંધાવેલી ગણાય છે અને મુસલમાની ધર્મની હોય છે તો સુલતાન મહંમદ બેગડાની બંધાવેલી ગણાય છે, અને તેઓને ભૂતે અથવા જંદે મદદ કરેલી ગણવામાં આવે છે. એ જ રીતે બીજા દેશોમાં જે લોકપ્રસિદ્ધ શૂરવીર પુરૂષો થઈ ગયેલા છે તેમને વિષે પણ ક્હેવામાં આવે છે.

"ફ્રાન્સ અને ઈંગ્લંડમાં જે લશ્કરી ખાતાની ઈમારતો છે તેની મૂળની વાત "અંધારામાં રહી ગઈ છે, એટલે સામાન્ય રીતે તેનો સંબંધ સીઝર સાથે લગાવી દે "છે. કેમકે તે બહુ પ્રસિદ્ધ લડવૈયો થઈ ગયો છે અને તેનાં પરાક્રમથી તે દેશના "આદિ ઇતિહાસમાં એક ભાગ બની રહ્યો છે. આ પ્રમાણે લંડનનો ટાવર તે મહા-"યશવંત યોદ્ધાએ ચણાવ્યો છે એવું સામાન્ય રીતે ક્હેવામાં આવે છે. શેક્સપિયરના "નાટકમાં બીજા રિચર્ડની ભાગ્યહીણ રાણી કહે છે કે,

"જુલિયસ સીઝરના અપશકુનિયાલ ટાવરમાં પેસવાનો આ રસ્તો.

"વિન્ડસર ક્યાસલના નીચેના 'મેહેલામાં બેલ ટાવર' છે તે પણ "સીઝરનો ટાવર" "ક્હેવાય છે; પણ ઇતિહાસવિષયક અદ્દ્ભૂત કથાઓના ખરેખરા માનનારા એના મૂળની "વાત સીઝરને લાગુ કરવાને હિંમ્મત ચલાવી શકતા નથી. તેમ જ ફ્રાન્સ દેશમાં ગમે "તે ચમત્કારિક વસ્તુ હોય તો તેનો સંબંધ અસલથી પરિયો, ભૂત, કે સીઝર સાથે "બેસારવામાં આવેલો છે." પારીસના ઇતિહાસ ઉપરથી.

૨ ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણના વહીવંચા(બારોટ)ના ચોપડામાં લખ્યું છે કે "સરખેજના રૂહેવાશી મોઢ બ્રાહ્મણ ઉપાધ્યાય ભાણાએ પોતાના પિતા ઝુંડાને નામે સંવત્ ૧૧૪૯(સન ૧૦૯૩)માં સોલંકી કર્ણરાજાની છેલ્લી કારકીર્દીમાં ઝીંઝુવાડા ગામ વસાવ્યું. અને તેની સાથે બીજાં અગિયાર ગામ ઓડું, મોલાડું, આદરિયાણ, ઝાડિયાણ, પાડીવાલું, રોજિયું, સુરેલ, ફતેહપુર, નગવાડું, ધામાદ, અને ભલગામ, એમ કુલ ૧૨ ગામ વસ્યાં.

"સોલંકી સિદ્ધરાજ જયસિંહે સંવત્ ૧૧૬૫ સન(૧૧૦૯)ના મહા શુદિ ૪ રવિવારે ઝીંઝુવાડાનો ગઢ બાંધવાનું મુહૂર્ત કર્યું અને તે કામ ઉપાધ્યાય ભાણાના પુત્ર વાસેશ્વર વોહરાને સોંપ્યું. અને ગઢના કામમાં સહાય થવાને માતાશ્રી રાજબાઈનું સ્થાપન ગઢને વચલે કોઠે કર્યું."

વળી એ ચોપડામાં વિશેષ વાત એ છે કે—"સંવત્ ૧૩૫૪(સન ૧૨૯૮)ના પોષ શુદિ ૨૧ સોમવારે દિલ્લીના પાદશાહ અલાઉદ્દીન ખૂની(ખીલજી)નું લશ્કર આવ્યું તેણે ઝીંઝુવાડા જિતી લીધું."

હતો તે પોતાની નાતના લોકો સાથે ઝુંપડાંમાં રહેતો હતો. ત્યાં ધાંધેળનો તેઓએ કિલ્લો બાંધ્યો ને તલાવ બાંધ્યું. ત્યાંથી વિરમગામ ગયા ત્યાં માન-સર તલાવ બાંધ્યું; ત્યાંથી વઢવાણ ગયા ત્યાં કિલ્લો બાંધ્યો. ત્યાંથી સાયલે ગયા ત્યાં કિલ્લો ને તલાવ બે બાંધ્યાં. પછી છેવટે કૂચ કરતા કરતા જૂના-ગઢ દેશમાં આવ્યા. ત્યાં બાર વર્ષ સુધી લડાઈ ચલાવી, પણ જૂનાગઢમાં રા' ખેંગારનો મહેલ હતો ત્યાં જઈ ચડાયું નહિ. આ વેળાએ મયણલ્લ રાણી પોતાના કુંવરની સાથે હતી, તેણે ઘણી યુકિતયો કરી પણ કાંઈ વળ્યું નહિ.[1] છેવટે એવું બન્યું કે રા' ખેંગાર પોતાના ભાણેજ દેસલ ઉપર શક આણવા લાગ્યો અને રાણકદેવી સાથે તેને છૂપો સંબંધ છે એવો તેને માથે અપવાદ મૂકયો.[2] જ્યારે તેની માએ આ વિષે તેને કહ્યું ત્યારે તે બોલ્યોઃ

---

૧ તુરીની વાત એવી છે કે એક સુતારે લાકડાની સાંઢણી બનાવી આપી તે ઉપર બેશીને રાત્રિની વેળાએ સિદ્ધરાજ અને મયણલ્લ દેવી રાણકદેવીને મહેલ ગયાં. ત્યાં બારણાં બંધ હતાં તે ઠેલવા માંડ્યાં, ત્યારે રાણક દેવી બોલીઃ

સોરઠો—"કવણ ખટકાવે કમાડ, મેડી છે રાણક દેવની,
"જાણશે રા' ખેંગાર, ત્રાટક કાન જ તોડશે."

પછી મયણલ્લ દેવિયે કહ્યુંઃ—

સોરઠિયા દુહા—"મારો બેટો* લાડકો, ઓખો† ગઢ ગિરનાર
"મારી રા' ખેંગાર, ઉતારવી રાણક દેવને."

* છોકરો.
† અઘરો.

ત્યારે રાણકદેવડી બોલીઃ

સોરઠો—"આ મારા ગઢ હેઠ, કેણે તંબુ તાણિયા,
સપરો મ્હોટા શેઠ, બીજા વર્તાઉ વાણિયા."

તે સાંભળી મયણલ્લદેવી બોલીઃ

"राणा सव्वे वाणिया, जेसलुं वड्डुह सेठि,
"काहु वडिजडु माण्डीयउ अम्मीणा गढेहठि."

સોરઠો—"વાણિયાના વેપાર, જાતે દાહાડે જાણશો.
"મારશું રા' ખેંગાર, ઉતારશું રાણક દેવને."

એ પ્રમાણે વિવાદ થયા પછી તેઓ ઉતારે આવ્યાં.

૨ આ વિષે તુરીની વાતમાં એમ છે કે, એક સમયે રા'ખેંગારે દારૂ પીધો ને પોતાના ભાણેજને પણ પાયો, અને રાણક દેવડીને પાવા સારૂ એક સીસો આપીને દેસ-લને મોકલવા માંડયો, ત્યારે તેણે કહ્યું કે મેં દારૂ પીધો છે માટે હું નહિ જાઉં. આ તેનું વાજબી કહેવું નહિ માન્ય કરતાં તેને આગ્રહથી મોકલ્યો. તેણે ત્યાં જઈને પો-તાની મામીને સીસો આપ્યો. તેણિયે દેસલને હિંડોળાખાટ ઉપર બેસારીને આગ્રહથી દારૂ પાયો ને પોતે પણ પીધો. તેને કેફ ચડી ગઈ એટલે ખાટમાં તે સૂઈ ગઈ; ને દેસલ જવા સારૂ ઉભો થતો હતો તેવામાં તે પણ રાણક દેવડીની ખાટમાં બેભાન થઈ લોટી

"અમે ઈડરિયો ગઢ જિત્યો રે આનંદ ભયો."

ઈડર પ્રથમ તો ઇતિહાસમાં ઈલદુર્ગને નામે ઓળખાતું હતું, અને દ્વાપરયુગમાં, તે ઐલવણ રાક્ષસ અને તેના ભાઈ વાતાપીનું રહેઠાણ હતું. આ રાક્ષસો આજુબાજુના દેશને હેરાન હેરાન કરતા. આ રાક્ષસોમાં મનુષ્ય-ભક્ષણ કરીને રહેવાનો દુર્ગુણ હતો તેથી દેશ ઉજ્જડ થઈ ગયો; છેવટે અગસ્ત્ય ઋષિએ તેમનો નાશ કર્યો; કળિયુગમાં જ્યારે યુધિષ્ઠિરનું નામ માણસોના સંભારણામાં તાજું રહી ગયું હતું, અને જગતને દેવામાંથી છોડ-વાને જેવામાં વિક્રમ થયો ન હતો તેવામાં ઈડરમાં વેણી વચ્છરાજ[1] રાજ્ય

૧ પ્રારંભકથા એવી છે કે, હરદ્વારની ઉત્તર ભણીના શ્રીનગરના રાજાને પુત્ર થતો નહિ ત્યારે એક બ્રાહ્મણે પ્રયોગ કરીને કહ્યું કે, રાણી રજસ્વળા થાય ત્યારે ચોથે દિવસે લોહીથી ન્હાવું ને ત્યાર પછી પાણી વતે ન્હાઈ રાજા પાસે જવું ને પાછું સવારમાં પણ તેમ જ કરવું. રાણી તેમ કરી સવારમાં જેવી લોહીથી ન્હાઈ કે એક મહાન ગિધ પક્ષી તેને માંસ જાણી લઈને ઉડ્યો ને ઈડરના ડુંગર ઉપર મૂકી. ત્યાંથી તે ધૂમાડાનો પૅ બાંધીને સિદ્ધ પુરુષોની ઝુંપડી હતી ત્યાં જઈ પ્હોંચી ને ધુંગાને ઓથે રહીને વિનતિ કરી લૂગડું માગ્યું. તે મળ્યું એટલે તે ન્હાઈને સિદ્ધો પાસે આવી. તેને તેઓએ દીકરી પેઠે પાળી. દશ માસ પૂરા થતાં તેને દીકરો અવતર્યો. પાંચ વર્ષનો થયો એટલે તેમના વચ્છ (વાછડાં) ચારવા જવા લાગ્યો. તેથી તેનું નામ વચ્છરાજ પાડયું. તેવામાં મહાકાળેશ્વરના ડુંગર ઉપર એક અઘોરી રહેતો હતો, તેથી તેણી મગ જવાની સિદ્ધોએ તેને ના કહી હતી. હાલ મહારશાનો ડુંગર કહેવાય છે ત્યાં તે ગયો તો એક સિદ્ધ તેણે જોયો. તેને નમન કરી ઉભો રહ્યો. સિદ્ધ તેને પરાક્રમી દેખીને મહાકાળેશ્વરના અઘોરી પાસે જવાનું કહ્યું, પણ તે બોલ્યો કે મારા ગુરૂએ ત્યાં જવાની ના કહી છે. સિદ્ધ બોલ્યો: પ્રથમ તો તે તારો સત્કાર કરશે ને, તેલની કડાઈ તપાવી તેની આસપાસ સાત પ્રદક્ષિણા કરવાનું ક્હેશે, ત્યારે તારે ક્હેવું કે તમે પ્હેલાં તેમ કરી બતાવો. પછી સાતમી વાર ફરી રહે એટલે કડાઈમાં તેને મારૂં નામ દઈ નાંખી દેજે, તેથી તે સોનાની મૂર્ત્તિ થઈ જશે. પછી તું તેનું અંગ કાપી જેમ જેમ વાવરીશ તેમ તેમ તે કાપેલો ભાગ પાછો હતો તેવો ને તેવો સોનાનો થઈ જશે. આ સાંભળી તે ત્યાં ગયો ને સિદ્ધના ક્હેવા પ્રમાણે કરી સોનાનો પુરૂષ લઈ ઘેર આવ્યો. સિદ્ધે કહ્યું કે એની સહાયતાથી તારૂં નામ રહે એવું કર. તે ઉપરથી ડુંગર ઉપર તેણે ઈડરગઢ બંધાવ્યો ને વસ્તી કરાવી. એક બાગ કરી ત્યાં કુંડ ને વાવ બંધાવ્યાં. બાગનાં પુષ્પ કોઈ છાનું-માનું લઈ જતું હતું પણ ઝલાતું નહિ એટલે વચ્છરાજ રાત્રે સજી ચોકી કરવા ગયો. તે સમયે ગુફામાંથી એક નાગકન્યા આવી ફૂલ વીણવા લાગી. એટલે વચ્છરાજે તેની વેણુ ઝાલીને કાપી લીધી ને તે તો જતી રહી. ઘેર આવી ચમત્કારિક સ્ત્રીની વેણુ જાણી પૂજા કરવા લાગ્યો. નાગકન્યાએ પોતાને નિવાસ જઈ નાગને પોતાની વેણુ એક જણે કાપી લીધાનું કહ્યું. તેણે વચ્છને ઝાલવા દૂત મોકલ્યા પણ તેઓ તેનું રૂપ જોઈ પ્રસન્ન

કરતો હતો. એની પાસે સોનાની એક કારમી મૂર્તિ[1] હતી તેને લીધે ડુંગર ઉપર કિલ્લો બાંધવાને અને તેને લગતાં ઘણુંએક જલાશય કરાવવાને તેને સાધન મળ્યાં. વેણી વચ્છરાજની રાણી પાતાળના એક નાગની પુત્રી હતી. ત્યાં તેઓએ ઘણાં વર્ષ સુધી સુખમાં રાજ્ય કર્યું અને પછીથી નીચેની વાત ઉપરથી જણાશે કે તેઓ અલોપ થઈ ગયાં:—

"એક સમયને વિષે રાજા અને રાણી ઈડરગઢમાં પોતાના મહેલને "ઝરૂખે બેઠાં હતાં, તેવામાં તે શહરમાં એક માણસ મરી ગયો હતો તેનું "મુડદું શોક કરતા લઈ જતા હતા. રાણિયે પૂછ્યું કે આ બધા રડતા કકળતા "જાય છે તેનું કારણ શું છે? ત્યારે તેના સ્વામિયે કહ્યું કે, કોઈ મરી ગયું "છે એટલા માટે એ બધા રડે છે." તે સાંભળી રાણી બોલી: "જ્યાં માણસ "મરી જાય છે એવી જગ્યાએ આપણે રહેવું નહિ.' તે ઉપરથી વચ્છરાજ "અને તેની રાણી, તારણ માતાના ડુંગર ઉપર ગયાં, અને જ્યાં આગળ આજે "માતાનું સ્થાનક છે તેની પાસેના વિવરમાં થઈને તેઓ પાતાળમાં ઉતરી પડ્યાં, "તેથી ઘણા દિવસ સુધી ધરતી ઉજ્જડ રહી."

જ્યારે વલભીનગર તૂટ્યું ત્યારે, શિલાદિત્યની રાણિયો માંહેલી એક પુષ્પાવતી કરીને હતી તેણે પોતાને કુંવર થાય તો આરાસુરમાં અંબા ભવાની છે ત્યાં જવાની બાધા રાખી હતી, તે ઉતારવાને ગઈ હતી. તે પાછી આવી ત્યારે તો તેને પોતાના પતિના મરણના સમાચાર મળ્યા; અને દેવિયે તેની પ્રાર્થનાના બદલામાં વચન આપ્યું હતું કે તને કુંવર થશે, તેનું રાજ્ય કરવાનું પણ ગયું, તેથી તેને આશાભંગ થયાનો કારી ઘા લાગ્યો. તે ત્યાંથી ન્હાશીને એક પર્વતની ગુફામાં ગઈ ત્યાં તેને પુત્ર પ્રસવ્યો. તે ઉપરથી તેનું નામ ગોહો પાડ્યું. રાણિયે તે કુંવરને એક બ્રાહ્મણીને[2] સ્વાધીન કર્યો અને તેને વિનવી કે તારી જાતિના જેવી એને વિદ્યા ભણાવજે પણ પરણાવું તો તો રજપૂત જાતિની પુત્રી વ્હેરે પરણાવજે. પછી તે પોતાના પતિ પછવાડે ચિતામાં બળી મોઈ. આ વેળાએ ઈડર, ભીલ લોકોના

---

ચયા ને વેણુ પૂજતો જોયો તેથી નાગને સર્વે સમાચાર કહી નાગકન્યા તેને પરણાવવાની ભલામણ કરી. પછી તેને તે કન્યા પરણાવી ને વેણી ઉપરથી તેનું નામ વેણી વત્સરાજ પડ્યું. ૨. ઉ.

૧ આવી એક મૂર્ત્તિ કચ્છના જામ લાખા ફૂલાણી પાસે હતી, તેમાંથી જેટલું સોનું કાપી લેવામાં આવે તેટલું પાછું નવું થઈ જાય. આ મૂર્ત્તિ સોનાના પુરૂષાને નામે પ્રસિદ્ધ છે અને તે ભુજ પાસેના ઝુડક નામે ઘોઘના દ્રોહમાં હોવાનું કહેવાય છે. ૨. ઉ.

૨ આ બ્રાહ્મણીનું નામ કમળાવતી હતું. ૨. ઉ.

હાથમાં હતું, ગોહો[1] તો પોતાની બ્રાહ્મણી માતાને ખોળે રહીને ભીલ ભેગો વગડામાં ભટકવા લાગ્યો ને તેમનો તે માનીતો થઈ પડ્યો. ભીલોએ રમતમાં, કોઈને રાજા કરવાનો ઠરાવ કર્યો ને તે બધાયની મરજી ગોહા ઉપર થઈ. વગડાના એક છોકરાએ પોતાની આંગળી કાપીને તેના લોહી વડે ગોહાને રાજતિલક કર્યું.[2] આ પ્રમાણે શીલાદિત્યનો પુત્ર વનનો અને ઈડરગઢનો રાજા થયો. તેના વંશજો આ દેશમાં ઘણી પ્હેડી સુધી રહ્યા એમ કહેવાય છે. પછીથી ભીલ પરદેશી રાજાના રાજ્યથી કંટાળી ગયા; અને ગોહાથી આઠમો રાજા નાગાદિત્ય[3] રાજ્ય કરતો હતો તેના ઉપર હલ્લો કરીને તેને ઠાર કર્યો

---

૧ આ ગોહા ઉર્ફે ગુહાદિત્યને વલભીપુરના છેલ્લા રાજા શીલાદિત્ય સાતમાનો કુંવર ગણ્યો છે, પણ તેમ નથી. કેમકે શીલાદિત્ય સાતમો ઇ. સ. ૭૬૬(ગુપ્ત અથવા વલભી સંવત્ ૪૪૭)માં હતો. અને આ ગુહાદિત્યના વંશજો તે વખતે મેવાડના ચિતોડના રાજા હતા. આ ગુહાદિત્ય તો વલભીપુરના પ્હેલા રાજા વિજયસેન અથવા સેનાપતિ ભટ્ટાર્કનો પૌત્ર ગુહસેન, જે વલભીનો છઠ્ઠો રાજા ઇ. સ. ૫૩૯થી ૫૬૯ સુધી હતો, એને ગુહિલ પણ કહેતા. તેના વંશજો ગોહિલ અને ગેહેલોટી (જે હાલ સીસોદિયાને નામે ઓળખાય છે તે) થયા. ગુહિલ પુત્ર ઉપરથી ગુહિલુત્ત કે ગેહેલોત અથવા ગેહેલોતી કે ગેહેલોટી થયા. આ ગુહસેનનો મોટો કુંવર ધરસેન બીજો વલભીની ગાદિયે તેની પછી બેઠો અને ન્હાના કુંવર ગુહા અથવા ગુહાદિત્યે ઈડરનું રાજ્ય મેળવ્યું. ર. ઉ.

૨ આ રમતની વાત ઈડરના ભીલ રાજા મંડલિકે જાણી; તેને કુંવર હતો નહિ એટલે સ્વાભાવિક રીતે રાજા થયેલા ગોહાને પોતાનો કુંવર સ્થાપી તેને રાજ્ય સ્વાધીન કરી દીધું.

૩ ઈડરની ગાદીયે ગેહેલોટી વંશના રાજા આ રીતે થયાઃ—

૧ ગુહાદિત્ય અથવા ગુહો. તે પછી ૨ કેશવાદિત્ય, એ પછી ૩ નાગાદિત્ય પ્હેલો, પછી ૪ ભગાદિત્ય અથવા ભોગાદિત્ય. પછી ૫ દેવાદિત્ય. તે પછી ૬ આશાદિત્ય, પછી ૭ કાલભોજાદિત્ય અથવા કલભોજ. અને તે પછી ૮ નાગાદિત્ય બીજો અથવા ગુહાદિત્ય બીજો થયો. તેનો કુંવર બપ્પ અથવા બાપો થયો તેને તેની માએ ઝાલોરથી એક માઈલને છેટે ભાંડીરના કિલ્લામાં લઈ જઈને એક બિલ્લ(ભીલ)ને સોંપ્યો. તેણે પારાસરના જંગલમાં હાલના ઉદયપુરની સમીપમાં નાગદા ગામ છે ત્યાં રાખ્યો. તે પંદર વર્ષનો થયો ત્યારે મેવાડના ચિતોડના મોરીવંશ(પરમાર)ના રાજા જે તેના મોસાળિયા થતા હતા તેણે સામંત ઠરાવી પોતાની પાસે રાખ્યો. તેવે સમયે ગજનીના મુસલમાનોએ ચિતોડપર ચડાઈ કરી ત્યારે બાપાએ તેને હરાવીને તેની પુંઠ પકડી ગજની સુધી ગયો. ત્યાં ગજની જિતી લઈ પોતા તરફથી એક ચાવડા સામંતને તે રાજ્ય સોંપ્યું. ઈસ્વી સન ૭૨૬ બાપાના પરાક્રમથી ચિતોડના સામંતો ખુશી થયાથી તેમ મોરીવંશના રાજાના જુલમથી કંટાળ્યાથી સામંતોની મદદથી બાપાએ ચિતોડનું રાજ્ય મેળવી "રાવળ" પદવી ધારણ કરી ગાદિયે ઇસવી સન ૭૨૮માં બેઠો. ર. ઉ.

(ઈ. સ. ૭૧૬). પણ તેનો બાપા કરીને એક ત્રણ વર્ષનો કુંવર હતો તે મેવાડના વંશનો સ્થાપનાર થવા માટે વંચી ગયો.[1]

આ પ્રમાણે બનાવ બન્યા પછી મારવાડના મંડોવર શહરથી પરિહાર (પ્રતિહાર) જાતના રજપૂતોએ આવીને ઈડરને દરવાજે તોરણ બાંધીને તેને ફરી વસાવ્યું, ત્યાં તેઓએ કેટલીક પ્હેડી સુધી રાજ્ય કર્યું. પરિહાર અમરસિંહના વારામાં કનોજનો જેચંદ દલપાંગળો પોતાની કુંવરી સંયોગિતાના વિવાહસમયે રાજસૂય યજ્ઞ કરતો હતો. તેણે સર્વે રાજાઓને કંકોતરિયો મોકલી હતી. આ વેળાએ ઈડર ચિતોડના તાબામાં હતું, અને સમરશી રાવળ ત્યાંના રાજા, પૃથ્વીરાજના બનેવી થતા હતા, તેમને વિવાહમાં સાથે તેડી જવા સારૂ પોતાના પટાવત અમરસિંહને તેડવા મોકલ્યો. પરિહાર રાજા પોતાના કુંવરને સાથે લઈને પાંચહજાર ઘોડું લઈને ચિતોડ ગયો, અને મુસલમાનોની સાથે લડતાં પૃથ્વીરાજ હાર્યો. તે લડાઈમાં તેઓ પણ તરત જ કપાઈ મુવા. જ્યારે તે વાત ઈડરમાં જઈ પ્હોંચી ત્યારે કેટલીક રાણિયો તો સતી થઈ ને કેટલીક તો ઈડરની ઉત્તરમાં ઉંચી ટેકરી છે ત્યાંથી પડી મોઈ. તે હજી સુધી "રાણિયોના ઝોલાની ગોઝારી ડુંગરી કૂહેવાય છે."

હાથી સોડ કરીને એક કોળી અમરસિંહનો ચાકર હતો તેના ઉપર તેનો ઘણો ભરોંસો હતો તેથી તેણે ઈડર તેને સોંપ્યું હતું. હાથિયે પોતાના મરણ સુધી દેશ પોતાને કબજો રાખ્યો ને તે મરી ગયો ત્યારે તેનો દીકરો શામળિયો સોડ રાજ્યનો વારસ થયો. તેની વેળામાં ઈડરમાં રાઠોડ પ્હેલવારકા આવ્યા.

જેચંદ દલપાંગળાના મરણ પછી સિયોજી રાઠોડ જે તેનો પૌત્ર હતો, તે કનોજ છોડીને મારવાડના રેતીના મેદાનમાં વશ્યો. તેને ત્રણ કુંવર હતા તેમાં મ્હોટો આસ્તાનજી તેની પછવાડે ગાદિયે બેઠો; સોનંગજી અને અજી જે બે ન્હાના કુંવર હતા તેઓએ વિચાર્યું કે, "આપણે આપણો રોટલો મેળ-"વવાને કોઈ પરદેશ જવું." પછી તેઓ અણહિલવાડના દરબારમાં આવ્યા. ત્યાંનો રાજા સો વશા બીજો ભીમદેવ તેઓનો મામો થતો હતો. સોલંકી રાજાએ કડી પરગણાનું સામેતરા ગામ તેમને આપ્યું. અજી રાઠોડ પછી ચાવડા રાજાની કુંવરી વ્હેરે પરણ્યો. તેઓનો ગ્રાસ દ્વારકાની પાસે હતો. આ સંબંધ થયો તેથી તે દેશના તેટલા ભાગનો તે જાણીતો થયો એટલે ત્યાં કાંઈ સંસ્થાન શોધવાનું તેને મન થયું; પછીથી તરત જ તેટલા માટે તેણે ભોજ-

---

૧ ટૉડ રાજસ્થાન ભાગ ૧ લો પૃષ્ઠ ૨૨૦.

રાજ ચાવડાને મારી નાંખ્યો, અને દ્વારકા તથા ઓખામંડળનો કબજો કરી લીધો. અજીને બે કુંવર હતા, વાગાજી ને વાઢેલજી. તેમના વંશના હવણાં ઘણા છે અને તેઓ વાજી અને વાઢેલ કહેવાય છે.

ઈડરમાં શામળિયો સોડ પોતાની પ્રજાને કનડતો હતો તેથી તે અણુ-ગમતો થઈ પડ્યો હતો. તે વેળાએ સોડના રાજ્યમાં નાગર બ્રાહ્મણ ઘણા વસતા હતા અને તેમનો જે મુખ્ય હતો તે રાજાનો મુખ્ય કારભારી હતો. તેને એક સુંદર દીકરી હતી. તેને એક દિવસ રાજાએ જોઈ તેથી તે મોહ પામ્યો ને તેને પરણવાનું માગું કર્યું. કારભારીયે જાણ્યું કે જો હું પાંશરી ના કહીશ તો મારી દીકરીને શામળિયો બલાત્કારે લઈ જશે; તેણે ખોટું બ્હાનું કહાડીને કહ્યું કે છ માસની મને મહેતલ આપો. એટલી વારમાં હું વિવાહની ઘટે તેવી તૈયારી કરૂં. પછી તેટલી વારમાં કોઈ બળવાન રાજાને પોતાની સહાયતામાં લેવા સારૂ શોધી કહાડવાની તદબીર કરવા લાગ્યો. બ્રાહ્મણ આવા મનસુબાથી, સામેતરે સોનંગજીના દરબારમાં ગયો ને તેને મળીને કહ્યું કે જો તમારામાં હિમ્મત હોય તો નવલાખ રૂપિયાની ઈડરની ગાદી અપાવું. સોનંગજીએ હા ભણી. પછી નાગરે ઘેર આવીને એવી વાત જણાવી કે હું વિવાહની તૈયારી કરૂં છું ને તેટલા માટે મારાં સગાંવ્હાલાંને તેડાવું છું. પછી બબ્બે ત્રણ ત્રણ બેશી સો રથમાં, નાગર બ્રાહ્મણીઓ આવે છે એમ ઠરાવીને, મારવાડી યોદ્ધા અને તેઓના નાયક, પ્રધાનની હવેલીમાં આવ્યા. અને કણબીઓની પાસે પીવાનો દારૂ અને બકરાં મંગાવ્યાં. પછી પ્રધાને કહ્યું કે બધી તૈયારી થઈ ચૂકી ને શામળિયા સોડને કહેવરાવ્યું કે તમે તમારા સગાની જાન લઈને જમવા ચાલો. જાન આવી તેને ખૂબ દારૂ પાઈ તથા કેફી પદાર્થ ખવરાવી ચકચૂર કરી. પછી પ્રધાને પોતાના ચાકરોને સંકેત કરી રાખ્યા પ્રમાણે બીજાં ભાણાં પીરસવાની આજ્ઞા કરી એટલે રજપૂત બ્હાર ધશી આવ્યા ને જ્યાં બધાં જમતાં હતાં ત્યાં ઉભરાઈ ગયા. તે વેળાએ કોઈ ન્હાશી જાય નહિ માટે બારણાં બંધ કર્યાં હતાં, પણ કોળીની એક ટોળીએ બ્હારથી ધસારો કરીને બારણાં ઉઘાડી નાંખ્યાં ને શામળિયા સોડને બ્હાર કહાડી લાવ્યા. રાજાએ શત્રુનાં ટોળાંઓમાં થઈને ન્હાશી જઈ કિલ્લામાં ભરાઈ પેસવાનો પ્રયત્ન કર્યો, પણ ચડાવ ઉપર તેના માણસો મરાયા અને શામળિયો ઈડરગઢના દરવાજાથી થોડે છેટે પોતાની મેળે પડ્યો. જ્યાં તે તરફડિયાં મારતો હતો ત્યાં રાવ સોનંગજી આવ્યો, શામળિયો છેલ્લી જ વારને માટે ઉઠ્યો ને પોતાના લોહીથી જયવંત રાઠોડને કપાળે રાજતિલક કર્યું અને તેને વિનતિ કરીને મરતાં મરતાં કહ્યું કે મારૂં નામ રાખવા સારૂ ઈડરની ગાદિયે જે રાઠોડ રાવ બેસે તે વેળાએ

સોડના જમણા હાથના લોહી વડે તેને હાથે રાજતિલક કરાવવું, અને તેની પાસે ક્‌હેરાવવું કે, "તપો શામળિયા સોડનું રાજ્ય." રાવ સોનંગજિયે તે વાતની હા કહી એટલે શામળિયાએ પોતાનો પ્રાણ છોડ્યો.

શામળિયાની સ્ત્રી જે ગર્ભવતી હતી તે ન્હાશીને મહાદેવ ખોખર નાથનો પવિત્ર ડુંગર હતો તેની તળેટીમાં ગુફા હતી તેમાં સંતાઈ રહી. ત્યાંના પૂજારિયે તેનું રક્ષણ કર્યું. પછીથી તેને દીકરો અવતર્યો. તેના વંશના મેવાડની સીમ ઉપર સરવાણમાં પાટણવાડામાં છે તે ખોખર ક્‌હેવાય છે.

ઈડરગઢના ચઢાવ ઉપર જ્યાં શામળિયો અને તેના માણસો કપાઈ મુવા હતા ને લોહીના છાંટા પડ્યા હતા તે જગ્યાએ કાળી ચૌદશને દિવસે તથા હનુમાનની પૂજા કરવાના શનિવાર આદિ દિવસે લોક તેલ સિંદૂર ચડાવવા જાય છે. રાવ સોનંગજીનું ઈડરમાં રાજ્ય રહ્યું ત્યાં સુધી, તથા ત્યાર પછી, તેઓ પોળે ગયા, ત્યાં પણ શામળિયાના વંશના સરવાણમાં છે તે ઠાકોર, જે રાવના વંશના ગાદિયે બેસે છે, તેને રાજતિલક કરે છે, તેથી શામળિયાના હજી સુધી પણ શરણ નહિ કરેલા રાજ્ય ઉપર તેનો દાવો સાબિત કરે છે.

કર્નલ ટૉડ લખે છે કે, "ગોહિલ રજપૂતો એવો ડોળ બતાવે છે કે, "અમે સૂર્યવંશી છિયે." પણ અમને જેટલો વૃત્તાંત મળી ચૂકયો છે તે ઉપરથી તેઓ વિક્રમાદિત્યની ઉપર જય મેળવનાર શાલિવાહનથી ચંદ્ર વંશમાં ઉત્પન્ન થયેલા છે. પ્રથમ તેઓનું ર્‌હેઠાણ મારવાડમાં લૂણી નદીને કાંઠે ભાલોતરાની પશ્ચિમમાં દશ માઇલને છેટે જૂના ખેડ ગઢમાં હતું તેમણે ત્યાંના મૂળ ર્‌હેવાશી ભીલ રાજા ખેડવાની પાસેથી જૂનું ખેડ ગઢ લીધું ને ત્યાર પછી વીસ પ્‍હેડી સુધી તેમના હાથમાં રહ્યું; પછી ત્યાંથી તેમને રાઠોડોએ ક્‌હાડી મૂકયા.[1] પણ તેઓ ઘણા કાળ સુધી મરૂ ધરતીમાં રહ્યા તેથી મરૂ પદ પ્રાપ્ત થયું, તે હજી સુધી તેમના ઠાકોર એ નામથી ઓળખાય છે.

ગોહિલ રજપૂતો મારવાડ છોડીને ગયા તે ઝાંઝરશીના કુંવર સેજકના ઉપરીપણા નીચે ગયા હતા. તેનું કારણ એવું કે, બીજા સિયાજીનો કુંવર આસતાનજી હતો, તેના વારામાં રાઠોડોએ ગોહિલો તથા તેમની પાડોશના ડાભી એઓને લડાવી મારયા. ભાટની વાતમાં એમ આવે છે કે "ડાભિયોએ ગોહિલોની સાથે કપટ કર્યું–અને સેજકને કપટ કરીને "મારી નાંખવાનો લાગ ખોળવા લાગ્યા. સેજક મરૂને મારી નાંખવાને તેઓએ "જમવાને તેડયો. ડાભીની દીકરી ઘણી કુશળ હતી તે સેજકની રાણી થતી

૧ કનોજના જયચંદ્રના પુત્ર શેખજીનો પુત્ર શિયાજી રાઠોડ હતો તેણે મોહોદાસને મારીને જૂનું–ખેડ ગઢ લીધું. મોહોદાસના કુંવરનું નામ ઝાંઝરશી હતું. ર. ઉ.

"હતી. પોતાનાં સગાંનો મનસૂબો આ સદ્દગુણી સ્ત્રીના જાણવામાં આવ્યો,
"એટલે રથ જોડાવીને તે પોતાના ધણીને ઘેર ગઈ અને સઘળી વાત સેજકને
"કહી. મરૂ પોતે નીકળ્યો ત્યારે તેણે પોતાના સારા સારા યોદ્ધા બોલાવ્યા
"અને તેમને બધી યોજનાથી જાણીતા કર્યા; તેઓ હથિયાર સજીને તેની
"પાસે આવી હાજર થયા. ડાભિયો સેજકને મારવાને એકઠા થયા હતા;
"પણ તે વાત તેના જાણવામાં હતી, માટે તેમના સામા થવાને તે ગયો.
"યોદ્ધા એક બીજાને કત્લ કરવા લાગ્યા. સેજકને જમવા તેડયો હતો તેવા
"સમયમાં એક બીજાને કત્લ કરે એ અચંબાભરેલી વાત છે. રસોડામાં
"ભાણાં પીરસેલાં રહ્યાં, ને તરવારો ચાલી; ને મ્હોટી હવેલીની ઉઘાડી
"બારિયોની પેઠે મ્હોં વકાશીને ઠાકોરોએ એક બીજાને શરીરે ઘા કર્યા;
"ઝાંઝરશીના કુંવરે પોતાની કટારી ઉચકતેકને માનની છાતી વચ્ચે ઘોંચી. જેમ
"મૃગયા રમતો હોય તેમ ગોહિલે ડાભિયોની સાથે લડીને પોતાની રમત
"પૂરી કરી અને આનંદભર્યો પોતાને ખેડ ગઢ ગયો. માનને તેણે યમને દ્વાર
"પ્હોંચાડયો."

રાઠોડોએ આ બન્ને ટોળિયો વચ્ચે શત્રુતા કરાવી હતી, તેઓ, આ બન્નેને કજિયાને લીધે હાનિ પ્હોંચવાથી નરમ પડી ગયેલા જોઈને આગળ ધપી આવ્યા ને લૂટનો લાભ પોતે લઈ લીધો ને લઢી મરનારી જાતને મરૂ ધરતીમાંથી ક્હાડી મૂકી. તે ઉપર ક્હેવત ચાલી કે,—

"ડાભી ડાબા, ને ગોહિલ જમણા."[1]

સેજકજિયે પોતાની જાતના લોકોને એકઠા કર્યા, ને પરદેશમાં જઈને કમાઈ શોધવા સારૂ ઉચાળા ભર્યા; તેની સાથે તેનો કારભારી શાહ રાજપાળ અમિપાળ તથા પરોત (પુરોહિત) ગંગારામ વલ્લભરામ ગયા. તેમાં પરોતના વંશના આજ સુધી સિહોરમાં છે. રસ્તે ચાલતાં પોતાના ઇષ્ટદેવ મુરલીધરની મૂર્ત્તિ તથા કુળદેવીનું ત્રિશૂળ, ખેત્રપાળ એ અગાડીના રથમાં મૂકયાં; કેમકે મુરલીધરે સેજકને સ્વપ્નમાં દેખા દઈને કહ્યું હતું કે

---

૧ (છપ્પય.) ખેડ ગઢ ખેંખાટ, મરદ સેજકે મચાડયો,
ઝટકે નાંખ્યાં ઝુંડ, ડાભીયાં થાટ ઉડાડો,
રાઠોડા સંગ રાડ, કરી ગોહિલપત કરમી,
ડગ ભરીયાં દેસોત, ધરા સોરઠપર ધરમી
કરભાણુ ભૂપ કરમેં કડા, ધન્ય લીધી સોરઠ ધરા
શાલીવાણુ જેમ કીધો શકા, જગપે ઝાઝર સિંહરા.

મારો રથ જ્યાં ભાગે ત્યાં આગળ નગર વસાવીને રહેજે.[1] જ્યારે તેઓ પંચાળ દેશમાં આવ્યા ત્યારે દેવના રથનું પયડું નીકળી ગયું, તે જગ્યાએ એટલે જ્યાં સાપર ગામ છે ત્યાં આગળ નિવાસ કર્યો. અને શાહ રાજપાળને લઈને જૂનાગઢના રાવને નમન કરવાને ગયા. રા' કવાટે[2] તથા કુંવર ખેંગારે તેમનો આદરસત્કાર કર્યો, ને પૂછ્યું કે તમારે તમારો દેશ કેમ છોડવો પડ્યો? સેજકજિયે કહ્યું કે રાઠોડોએ ડાભિયોને ખોટી સલાહ આપીને મારા સામા લડાવ્યા ને છેવટે તો આસતાનજિયે ડાભિયોને પણ કહાડી મૂકયા ને ખેડ ગઢ પોતાને સ્વાધીન કરી લીધો. રા' કવાટે પછી સેજકજીને પોતાની ચાકરીમાં રાખ્યો ને સાપર તથા બીજાં અગિયાર ગામ આપ્યાં ને કહ્યું કે દેશના એટલા ભાગનું તમારે ખાંટ "ભીલ"થી રક્ષણ કરવું. તે વેળાયે કાઠી પાવર ધરતીમાંથી નીકળી આવ્યા ન હતા અને ચોટીલાની પાસે ધાંડલપુર એ જૂનાગઢના રાવ અને વાઘેલાના રાજ્યની સરહદ ઉપર હતું.

સેજકજી ઘણા દિવસ જૂનાગઢમાં રહ્યો, અને એ જેવામાં ત્યાં હતો તેવામાં, કુંવર ખેંગાર, જે તેર વર્ષનો હતો તે, મૃગયા રમવાને નીકળ્યો. તે સાપરની પડોશમાં જઈ પ્હોંચ્યો. ત્યાં એક સસલું તેના જોવામાં આવ્યું, તેની પછવાડે દોડતાં તે ગોહિલના ઉચાળામાં ભરાઈ પેઠું. ત્યારે ખેંગારે તેમને કહ્યું કે એ સસલું મને આપો, પણ સેજકના ભાઈભત્રીજાઓએ તેની ના કહી, ને બોલ્યા કે, પોતાને આશ્રયે આવેલાને કોઈ રજપૂત આપે નહિ. પછી લડાઈ થઈ; કુંવરના કેટલાક માણસો મરાયા ને તેને કેદ કરી લીધો. તેનું એક માણસ ન્હાશી જઈને જૂનેગઢ જઈ પ્હોંચ્યું ને જે બન્યું હતું તે રા' કવાટને કહ્યું ને બોલ્યો કે ખેંગાર જીવતો છે કે મરાયો છે તે હું જાણતો નથી. આ વેળાએ સેજકજી દરબારમાં બેઠેલો હતો; તેને ઘણો ખેદ થયો; ને જાણ્યું કે હવે આપણાથી

---

૧ (દુહા.) રથ ભાગો સમરથકો, સેજક કથ સંભાળ;
ઘર સેજકપર નામ ધરી, પ્રથમ મુકામ પંચાળ;
હુતી કાન કુવાર, વર બીજો વરતી નહિ;
બેડાં બાંધી બાર, સરેહુ સેજકને વરી.
પ્રીછસ હું પ્રથવીધણી, સરીખો સેજ;
વારો વીજ તણા ઝબકાં ઝાંઝરસી આઉતા.
સેજકપર સેજક તણું કોઈ અનમી અસા
નરપત નેજાણા ઝબકે, ઝાંઝરસી આઉતા. ર. ઉ.

૨ મહિપાળ ત્રીજો; ઈ. સ. ૧૨૩૦–૧૨૫૩માં થયો તે કવાટ ત્રીજો. ર. ઉ.

ગામનો પટો રખાય એમ નથી, એટલે તે ઝટ ઉભો થયો ને નમન કરીને પટો રાજાના ખોળામાં નાંખ્યો. કવાટે પૂછ્યું કે "તમે આમ શું કરવાને કરો છો?" સેજકે ઉત્તર આપ્યું: "મારાં માણસે તમારા એકના એક કુંવરને મારી નાંખ્યો; "તો હવે તમારા દેશમાં મારાથી કેમ રહી શકાય?" રાહે સેજકજીને પટો પાછો આપીને કહ્યું કે, કાંઈ ચિંતા નહિ. સેજક સત્વર સાપર ગયો તો કુંવર સાજો સમો જીવતો દીઠો, તેણે તેને નમન કર્યું ને પોતાની પુત્રી લાવીને તેને પરણાવી દીધી. કુંવરીનું નામ વાલમ કુંવરબા[1] હતું તેની સાથે કેટલોક દાયજો આપીને જૂનેગઢ પ્હોંચતાં કર્યાં. પછી સેજકજિયે રા'ની આજ્ઞા લઈને સાપરની પાસે એક શહર વસાવી તેનું નામ સેજકપુર પાડ્યું.

આ વેળાએ સેજકજીના ભાઇયો, તેમને આપેલાં ગામમાં જૂદે જૂદે ઠેકાણે વશ્યા હતા. હનુજીને બગડ ગામ મળ્યું. માનસિંહને બોટાદની પાસે ટાટમ ગામ મળ્યું; દુદાજીને તુરખા ગામ મળ્યું; અને દેપાલજીને પાલિયાદ મળ્યું.[2]

સેજકજીની પછી તેનો વડો પુત્ર રાણોજી ગાદિયે બેઠો. તેના ન્હાના ન્હાના કુંવર સાહાજી ને સારંગજી હતા, તેમને માંડવી(ચોવીશી) ને અરથીલા (ચોવીશી) અનુક્રમે મળી અને તેમનાં ગારિયાધાર ને લાઠી એવાં બે કુળ થયાં.

આ વેળાએ વાળા કુળનો એભલ અથવા અભી ઠાકોર હતો. તેના હાથમાં વાલાક ધરતી અને તેની રાજધાની વળા શહર હવણાં જે પ્રાચીન વલભીપુરીનાં ખંડેર આગળ છે, તે હતાં. વળી તેના હાથમાં પાસેનું તળાજા શહર પણ હતું. તે શત્રુંજય નદીને કાંઠે છે, દરિયાથી ઘણે છેટે નથી. શત્રુંજય નદી જૈનોના પવિત્ર પર્વતમાંથી નીકળીને સુંદર અને શંકુ આકારના ડુંગરાની પડખે વ્હે છે, તે પર્વતને તીર્થંકરના પંથવાળા સોરઠના બરડાના હાડનો એક ભાગ ગણે છે—અને જેનાં ગિરનાર અને શત્રુંજય એ બે બહુ પ્રસિદ્ધ શિખરો છે.

એ ડુંગરામાં ઘણી ગુફાઓ છે, તે ઘણું કરીને ઉત્તર અને પશ્ચિમ ભણીની બાજુએ, અને તેની તળેટી તથા ટોચની વચ્ચે છે. સર્વ કરતાં ઘણી ચમત્કારિક ગુફા સમકોણ આકારની છે તે ઘણી વિશાળ છે. તેનો બ્હાર-નો મોખરાનો ભાગ હતો તે ચોખંડા સ્તંભો ઉપર હતો, પણ હવણાં તે

---

૧ એ વિના બીજી કુંવરી કુલ કુંવરબા હતી. ર. ઉ.

૨ એ વિના સોનજી હતા, ને વિસાજી અથવા વેજાજી કરીને હતા તેમને ખસ ગામ મળ્યું. આઠમો એક હતો તેનું નામ જાણવામાં આવ્યું નથી. વિસાજીના વંશના ખસ ગામ ઉપરથી ખસિયા કહેવાયા. ખસિયે ધંધુકિયા મેર કોળાની દીકરીને પરણ્યો હતો તેથી તેના વંશના ખસિયા કોળી થયા. ર. ઉ.

સાહાજીના વંશના હવડાં પાલીતાણે છે ને સારંગજીના વંશના લાઠીમાં છે. ર. ઉ.

સ્તંભ ફ્હાડી નાંખ્યા છે. સ્તંભ ઉપરનો ભાગ ચોખંડી તકતિયોથી શણગારેલો છે, ને તેને ચાર વાંકની પાંચ કમાનો છે. પ્રાચીન બૌદ્ધ કારીગરોએ શોભાને માટે જ આવા પ્રકારની બાંધણી પસંદ કરેલી જણાય છે, પણ એમાં મજબૂતાઈ ઇત્યાદિ ગુણ છે તેની અગત્ય તેમના સમજવામાં હોય એમ લાગતું નથી.[1] વલભીમાં શીલાદિત્ય રાજ્ય કરતો હતો તે સમયની જે યોગિયોને વિષે વાત ચાલે છે તે યોગિયોને આ ગુફા સાથે સંબંધ હતો તે વાત તો એક કોરે રહી જાય છે, ને દંતકથા એમ ચાલે છે કે એભલવાળાએ એ ગુફા બંધાવી છે. પાસે જ એક બીજી ગુફા છે તે દેવી ખોડિયારની (તેને વિષે હવે પછી લખવામાં આવશે) ક્હેવાય છે; એ વિના બીજી ઘણી ન્હાની ગુફાઓ અથવા પોલાણ છે તેમાં ભટકતા ગોંસાઇયો રહે છે; અને બાકીના પોલાણનો ઘણો ભાગ તો કુંડ અથવા તલાવ રૂપે થયેલો છે, તેમાં વર્ષાદનું સ્વચ્છ પાણી એકઠું થવા સારૂ ડુંગરની ચોગરદમ નીકો કરવામાં આવી છે. આ ડુંગરની ટોચે એક જૈનોનું દેરાસર છે તે ઈ૦ સ૦ ૧૩૮૧ માં બંધાવેલું છે, તથા પશ્ચિમમાં એક સપાટ સ્કંધ છે તેના ઉપર હવણાંનું બંધાવેલું એક બીજું દેરાસર છે; આ બન્ને ઠેકાણે જવા સારૂ ચણીને અથવા જીવતા ખરાબામાંથી કોરી ફ્હાડીને પગથિયાં કરાવેલાં છે. ઉત્તર અને પૂર્વ ભણીની બાજુએ તળાજાનું શિખર વનશોભાથી શણગરાયેલું છે, તેના સરસ અને નાના પ્રકારના રંગને લીધે, જે દેવાલયો ખરાબાની બેસણી ઉપર આવી રહ્યાં છે, અને કાળા આકાશની સામે સફેદ ચંદની જેવાં ચકચકિત થઈ રહે છે. તેઓની શોભામાં વધારો થાય છે. આ ડુંગરાની તળેટીમાં શહર આવેલું છે તેની ચોગરદમ સુંદર પ્રાકારનો કોટ છે, તેના ઉત્તર ભણીના બુરજો ભણી એક સ્વચ્છ નદી વ્હે છે, તેનું ડુંગરને નામે નામ છે,[2] અને તે શહરથી થોડેક છેટે, પાલીતાણામાંથી નીકળતી નદી ભેગી ભળી જાય છે. આ ડુંગરાને પૂર્વ ભણીને પાસે તાલવ દૈત્યનું એક ન્હાનું દેરૂં છે. એ દૈત્યના નામ ઉપરથી આ ડુંગરનું સંસ્કૃત નામ તાલધ્વજગિરિ પડ્યું છે. તે દૈત્યની આગળ પ્રત્યેક રાત્રે દીવો પ્રકટવામાં આવે છે. દંતકથા એવી ચાલે છે કે તાલવ દૈત્ય એભલ રાજાનો શત્રુ હતો અને એ રાજાએ પોતાનાં હથિયારથી તેને વશ કરી લીધો હતો, તો પણ એ કીર્તિમાન્ જયવંત રાજા લોકોનાં સંભારણાંમાંથી વિસારે પડ્યો છે અને દૈત્ય તો પોતાના ડુંગરી ખરાબાના રાજ્યાસન ઉપર બેશીને હજી લગણ સત્તા ચલાવે છે; એના દેરામાં જે દીવો બળે છે તે, કદાપિ

૧ હિન્દુસ્થાનનાં પત્થરની કોરણીનાં દેવાલયો વિષે મિ૦ ફરગ્યુસન કૃત સચિત્ર પુસ્તક છે, તેને પૃષ્ઠ ૧૩ મે જુવો. ૨ એ નદીનું નામ તળાજી છે. ર. ઉ.

ચોમાસામાં વાવાઝડાનું ઘણું જ તોફાન હોય અને વર્ષાદની મુશળધારથી ડુંગરાની બાજુ તૂટી પડતી હોય તોય પણ કદિ તે હોલાઈ જવો જોઇયે નહિ, તલાજાના લોકોમાં મરકી ચાલે, અથવા ખરાબાના પથરા ગગડીને તેમનાં ઘર ઉપર પડે તો લોકો એમ સમજે છે કે તાલવ દૈત્યની આરાધના કરવાનું ભૂલી જવાથી તેનો કોપ આપણી ઉપર થયો છે.[1]

(બીજા) એભલવાળાની વેળામાં એક જૈન વાણિયાએ[2] દાણાની એટલી બધી વખારો ભરી હતી, કે તે વેચી ક્હાડીને નાણાં કરવાં તેને ઘણાં કઠણ લાગ્યાં. આવા સંકટમાં તેણે કામણટુમણમાં કુશળ એવા ગોરજીને વિનવ્યા, એટલે તેણે એક ચિટ્ઠી મંત્રીને એક કાળિયાર હરિણને શિંગડે બાંધીને તેને વનમાં ફરતો મૂકયો. ત્યાર પછી વર્ષાદ વરસતો બંધ થયો; સાત વર્ષ સુધી દુકાળ પડ્યો; ઢોર મરી ગયાં; લોક માળવે ન્હાશી ગયા; અને ધરતી ઉજ્જડ થઈ ગઈ. પણ વાણિયાના દાણા તો વેચાયા. (બીજા) એભલવાળાને ઘણાં ઘોડાં હતાં પણ માત્ર પાંચ ઉગર્યાં હતાં. તેને ઘણો જ ખેદ થયો. એક દિવસ એક વનનાં લાકડાં કાપી લાવનારાએ દરબારમાં આવીને કહ્યું કે મેં વનમાં એક કાળિયાર હરિણ જોયો, તે જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં લિલોતરી હોય છે. ત્યારે સર્વે બોલી ઉઠ્યા કે, કોઈયે હરિણને શિંગડે વર્ષાદ બાંધ્યો હશે. રાજા અને તેના માણસ જંગલમાં ગયા, હરિણને પકડ્યો ને તેને શિંગડેથી મંત્રેલી ચિઠ્ઠી છોડીને વાંચી જોઈ તેમાં લખ્યું હતું કે,—"આ ચિટ્ઠીને પાણીમાં બોળશે તો વર્ષાદ વરસશે." તેઓએ પછી ચિટ્ઠીને પાણીમાં બોળી કે તત્કાળ વર્ષાદ વરસવા માંડ્યો. (બીજા) એભલવાળાનાં કેટલાંક માણસ તો વાવાઝોડામાં માર્યાં ગયાં, રાજા એક દેવતાઈ ઘોડા ઉપર અશ્વાર થયો ને એક દીવાનું અજવાળું જોઈને તે દિશાએ ઘોડાને મારી મૂકયો તે એક ચારણના નેસડામાં આવ્યો. ત્યાંના પુરૂષો હતા એટલા બધાય માળવે ગયા હતા; પણ સ્ત્રિયોને ઘેર મૂકી હતી, તેમાંની એક સાઈ નેસડી કરીને હતી તેણે (બીજા) એભલને ઘોડા ઉપરથી હેઠે ઉતાર્યો. રાજા તો થાકથી અને શરદીથી બેભાન થઈ ગયો હતો. તેને ગરમી થવા આલિંગન દઈને તથા શેક કરીને સચેતન કર્યો. એભલ સાવધાન થયો ત્યારે સાઈને પૂછ્યું કે તું કોણ છે? તેણે કહ્યું કે હું ગઢવીની સ્ત્રી છું. તે બોલ્યો કે તેં

---

૧ એભલ ત્રણ થયા છે, તેથી ત્રણેની જૂદી જૂદી હકિકત એક જ એભલને નામે વર્ણવામાં આવી છે. પ્હેલા એભલનો કુંવર શૂરોજી, તેનો કુંવર તે બીજો એભલજી. હવે જે વાત ચાલે છે તે બીજા એભલજી સંબંધમાં છે માટે અમે કૌંસમાં જણાવ્યું છે. ર. ઉ.

૨ વાણિયાનું નામ મેઘાશાહ હતું ને ગોરજીનું નામ સુખવિજય હતું. ર. ઉ.

(બીજા) એભલવાળાનો જીવ ઉગાર્યો છે માટે ભાઈપસલીમાં[1] કાંઈ માગી લે. તે બોલી, જ્યારે ઘટિત સમય આવશે ત્યારે હું માગી લઈશ. પછી (બીજો) એભલ પોતાને ઘેર તળાજે ગયો.

કાળ મટયો એટલે ગઢવી ઘેર પાછો આવ્યો. તે વેળાએ કોઈયે તેને કહ્યું કે તમે ઘેર હતા નહિ તેવામાં તમારી સ્ત્રિયે કોઈ અજાણ્યા માણુસને ત્રણ દિવસ સુધી ઘરમાં રાખ્યો હતો. ગઢવીને હાડોહાડ લાગી ગઈ અને તેને માથે અપવાદ મૂકીને ધમકાવા લાગ્યો. સાઈ બે હાથ જોડીને સૂર્યભણિ જોઈ પ્રાર્થના કરવા લાગી: "સૂર્યનારાયણ! જો હું દોષિત થઈ હોઉં તો મને "કોઢ નીકળજો, નહિકર ગઢવીને નીકળજો." પછી તેનો ધણી કોઢિયો થયો. તેથી સાઈનું નિરપરાધીપણું સિદ્ધ થયું, એટલે તેને નિરાંત વળી અને પોતાના ધણીની સારી સંભાળ રાખીને તેને તળાજે એભલ રાજાને દરબાર લઈ ગઈ. દ્વારપાળને તેણે કહ્યું કે એભલને જઈને કહે કે તારી બ્હેન સાઈ નેસડી ભાઈપસલી લેવા આવી છે. આ સમાચાર તેને પ્હોંચ્યા ત્યારે તે પોતાના કુંવર અણા સાથે જમવા બેઠો હતો; તે તરત જ ઉઠીને બ્હાર આવ્યો ને નેસડીને વંદન કરીને પૂછ્યું: "તમારે શું જોઇયે છિયે?" તે બોલી: "મારો "ધણી કોઢિયો થયો છે પણ બત્રીસ લક્ષણુ પુરૂષના લોહી વડે ન્હાય તો તે "સારો થાય." એભલે પૂછ્યું: "એવો પુરૂષ કહિંથી હાથ લાગે એમ છે?" તે બોલી: "તારો કુંવર અણો એવો છે." વાળો ખેદ પામતો અંતઃપુરમાં ગયો. રાણિયે પૂછ્યું: "કોણ આવ્યું છે, ને એવું શું છે કે જેથી તમને આવડો બધો સંતાપ થયો છે." એભલ બોલ્યો: "એક ગઢવીની સ્ત્રીને મેં વચન આપ્યું "હતું તે પ્રમાણે માગવાને આવી છે, ને તે અણાનો જીવ માગે છે." આ સાંભળીને અણો તરત જ બોલી ઉઠ્યો: "તે ઠીક કહે છે. આપણી કીર્ત્તિ ફેલાશે અને નામ "અમર રહેશે:" રાણિયે પણ તે વાત સ્વીકારી; ને લોક કહેશે કે,–"એવું રત્ન માત્ર "એવી જ માતાની કૂખે પાકે" તેથી તેને બહુ હર્ષ થયો. છેવટે પોતાનો કોલ પાળવાનો એભલે નિશ્ચય કરીને અણાનું માથું કાપી નાંખી ગઢવીને તેના લોહીમાં ન્હવરાવ્યો, એટલે તે જ ક્ષણે તેનો કોઢ મટી ગયો. યોગમાયાના પ્રતાપથી ગઢવીની સ્ત્રી અણાને સજીવન કરી શકી; પણ તેનો અને તેના પુત્રનો ભાવ હજી સુધી સજીવન રહીને કવિતામાં ગવાય છે:—

સોરઠો—સોરઠ! કરો વિચાર, એ વાળામાં કિયો ભલો;
શિરનો સોંપણુહાર કે વાઢણુહાર વખાણિયે?

---

[1] ભાઈપસલીને કાઠીયાવાડમાં વીરપસલી કહે છે, અને ઘણું કરીને કમખો આપવાનો રીવાજ છે. ર. ઉ.

(બીજા) એભલના સમયમાં, વળામાં એક માઢ જાતનો મામડિયો કરીને ચારણ હતો. તેને સાત દીકરિયો શક્તિરૂપ હતી. તે જીવતી ભેંશ અને પાડાનું લોહી ચૂસે છે એવો શક લોકને ઉપજ્યો, એટલા ઉપરથી એભલવાળાએ તેમના બાપને બોલાવ્યો ને તેમને ગામ બ્હાર કહાડી મૂકવાની આજ્ઞા કરી. મામડિયાએ પોતાની દીકરિયોને બોલાવીને કહ્યું:–"તમે શક્તિ રૂપ "છો તેથી કોઈ તમને વરશે નહિ, અને રાજા પણ આજ્ઞા કરે છે કે તમે "અહિંથી જતી રહો." સાતે બ્હેનો આજ્ઞા પાળવાને તૈયાર થઈ અને નીકળતી વેળાએ માંહોમાંહે ઠરાવ કરચો કે ગમે તે ગામમાં આપણામાંથી કોઈનું દેરૂં બંધાય તો બીજિયોએ ત્યાં રહેવું નહિ ને બીજે ગામ જવું. મ્હોટી દીકરી પગે ખોડી હતી ને તે ઉપરથી તેનું નામ ખોડિયાર હતું. બીજિયો આગળ ચાલી ને મ્હોટી તેમની પછવાડે રહી. પણ તેનું નામ એવું પ્રતાપવંતું હતું કે જ્યાં જ્યાં તેઓ ગઈ ત્યાં ત્યાં ખોડિયાર દેવીના નામનું દેરૂં જોવામાં આવ્યું.

આખા ગૂજરાતમાં ખોડિયાર માતાનાં દેરાં હજી પણ ઘણાં છે; બાધા આખડિયો રાખવામાં આવે છે, ભેંસપાડાનાં બલિદાન અપાય છે. તેના ઘણા ભૂવા હોય છે ને ગોહિલ ઠાકોરો પણ તેના બીજા ભક્ત ભેગા ગણવામાં આવે છે. તેની બીજી બ્હેન આવડનું દેરૂં કાઠિયાવાડમાં મામચી ગામમાં છે, અને તેની બીજી બ્હેનો પણ એમ જ પૂજાય છે.

અસલ વળામાં વાલ્લમ બ્રાહ્મણનાં એક હજાર ઘર હતાં. તેઓ કાયસ્થ જ્ઞાતિના ગોર હતા અને વૈજનાથ મહાદેવનું દેવાલય તેમને સ્વાધીન હતું. તેમના યજમાનની દીકરીનું લગ્ન થતું ત્યારે તેઓ સો રૂપિયા દક્ષિણાના લેતા હતા તેથી કેટલીક કન્યાઓ ત્રીસ વર્ષની થઈ હતી પણ ગોરની દક્ષિણા આપવાની તેમના બાપની શક્તિ હતી નહિ તેથી તેઓ કુંવારિયો રહેતી. આખરે કાયસ્થની આખી નાત લગ્ન કરતાં અટકી પડી ને આશા રાખી કે ગોર દેવતા હવે દક્ષિણાનો ભાવ ઓછો કરશે. તથાપિ ગોર દેવતા તો આવું થતું જોઈને ત્રાગાં કરવાને અને શરીરવધ કરવાને ઉભા થયા ને કહેવા લાગ્યા કે બધું પાપ તમારે માથે ચોંટશે. હવે તેઓએ એક છેલ્લો ઉપાય હતો તે કરચો, તે એ કે, તેઓ જઈને રાજાને પગે પડ્યા; (ત્રીજા) એભલ વાળાને[1] સમજાવવામાં આવ્યું હતું કે એક કન્યાદાન દીધેથી અશ્વમેધ યજ્ઞ કરચા જેટલું પુણ્ય થાય છે. તેણે જોશીને બોલાવીને મુહૂર્ત્ત જોવરાવ્યું ને

---

૧ બીજા એભલવાળા પછી તેનો કુંવર અણોજી ગાદિયે બેઠો ને તેની પછી તેનો કુંવર ત્રીજો એભલવાળો ગાદિયે બેઠો તેનો હવે પ્રસંગ ચાલે છે. ૨. ઉ.

આજ્ઞા કરી કે એકે દિવસે સર્વ કન્યાનાં લગ્ન કરવાં ને કન્યાદાનનું જેટલું ખર્ચ થશે તે હું આપીશ. આવો ઠરાવ થયો છતાં પણ ગોર દેવતાએ કહ્યું કે અમારી દક્ષિણા અગાઉથી આપો તો અમે પરણાવિયે; આ ઉપરથી (ત્રીજા) એભલે જાણ્યું કે વળાના બ્રાહ્મણો ઘણા જ વકરી ગયા છે, માટે સર્વ કન્યાઓને તળાજે લઈ જઈને બીજી નાતના બ્રાહ્મણો પાસે લગ્ન કરાવ્યાં.

દુહો—અણુકલ ત્રીજે એભલે, સાવટ સંકટ સોડ,
દિયાં તળાજા ડુંગરે, કન્યાદાન કરોડ.

આ પ્રમાણે મનોરથ પરિપૂર્ણ કરીને કાયસ્થ વળામાં પાછા આવ્યા ત્યારે, ગોર દેવતાઓએ જાણે પોતે જ લગ્ન કરાવ્યાં હોય એવી રીતે દક્ષિણા માગવા લાગ્યા ને ત્રાગાં તથા બીજા પ્રકારનો બલાત્કાર કરવા લાગ્યા. ત્યારે રાજાએ તેનું સમાધાન કરવાને સર્વે બ્રાહ્મણોને બોલાવીને સભા કરી. પણ ગોર દેવતાઓ ઘણા ક્રોધાયમાન થઈ ગયા ને રાજાને, મરજી પડે તેવા અપશબ્દ કહેવા લાગ્યા. તેથી (ત્રીજા) એભલવાળાને પણ ક્રોધ ચડ્યો ને પોતે વેગળો ખશી ગયો; એટલે કાયસ્થોએ ભીલોને કામે લગાડી દીધા. તેઓ ગોર દેવતાઓ ઉપર તૂટી પડ્યા ને ઘણા બ્રાહ્મણોને ઠાર કર્યા. જેટલા ગોર દેવતા ઉગર્યા તેટલા ઉચાળો લઈને વળામાંથી ગયા, અને પ્રતિજ્ઞા કરી કે આજ પછી કોઇયે વળામાં રહેવું નહિ તથા કાયસ્થ નાતનું ગોરપદું કરવું નહિ. પછી ગૂજરાતમાં ચાલતા ચાલતા તેઓ ધંધુકે આવી પ્હોંચ્યા, ત્યાં ધનમેર કોળી રાજ્ય કરતો હતો. તેને પછવાડે દીકરો હતો નહિ તેથી પોતાની સર્વે માલમતા બ્રાહ્મણોને શ્રીકૃષ્ણાર્પણ કરી દીધી. તેમાંના ચારસેં ધંધુકે વસ્યા, બીજાઓએ દાન લેવાની ના કહી તે ગૂજરાતમાં આગળ ચાલ્યા, ને વસો, સોજિત્રા, અને બીજે ઠેકાણે વસ્યા. જેઓ ધંધુકે રહ્યા તેમને રાજાએ ધંધુકાના ક્ષત્રિય તથા વૈશ્યનું ગોરપદું આપ્યું, અને મોઢ બ્રાહ્મણ બીજી જગ્યાએથી મોઢ વાણિયાનું ગોરપદું કરવાને આવ્યા પણ રાજાએ કરવા દીધું નહિ, અને આજ સુધી વાલમ બ્રાહ્મણ ધંધુકામાં સર્વે જાતનું ગોરપદું કરે છે.

આ વેળાએ રાણાજી ગોહિલે ગોમા અને ભાદર નદીના સંગમ આગળ ધંધુકાની પાસે એક શહર વસાવ્યું ને તેનું નામ રાણપુર પાડ્યું. તે બળવાન મેરોની સાથે મિત્રાચારી બાંધીને તેમને રાજી રાખવાને તેમના ઠાકોર ધનમેરની દીકરી વ્હેરે પરણ્યો. તેનાથી તેને એક દીકરો થયો તેને ખસ ગામ મળ્યું, તેના વંશના હજી સુધી છે તે ખશિયા કોળી કહેવાય છે.[1]

---

૧ સેજકજી ગોહિલના ભાઈ વિસાજી ધંધુકિયા મેર કોળીની દીકરી વ્હેરે પરણ્યા હતા તેના વંશના શિયા કોળી થયા એમ પણ કહેવાય છે, તે વધારે ખરૂં છે.

ઉપરના વધારે ખુલાસા સારૂ પૃષ્ઠ ૪૨૧ ની ટીપ જુવો. ર. ઉ.

ત્રી(જા) એભલવાળાએ બ્રાહ્મણોને દુ:ખ દીધું તેનું વૈર વાળવાને મિષે, રાણાજી ગોહિલ અને ધનમેર એ બંનેએ મળીને તેના ઉપર ચડાઈ કરી. ગોહિલના હાથ નીચે બે હજાર રજપૂત હતા અને મેરના નાયકપણા નીચે પાંચ હજાર મેર હતા. કેટલાક કહે છે તે પ્રમાણે, સવારના પ્રહરમાં પોતાના નિત્યના ચાલ પ્રમાણે (ત્રીજો) એભલ ઉગતા સૂર્યની પૂજા કરતો હતો તે વેળાએ તેના ઉપર હલ્લો થયો, તે સમયે પૂજા કરવાનું રહેવા દેવાને તેણે ના કહી તેથી તે મરાયો. પણ બીજા કહે છે કે, રણક્ષેત્રમાં, સંધ્યાકાળના અંધારામાં પડ્યો, અને તે આગળ ગયો ત્યારે તેણે સૂર્ય નારાયણની પ્રાર્થના કરી હતી કે હું જય મેળવીને પાછો ફરૂં ત્યાં સુધી તારે ચળવું નહિ. પણ સૂર્ય નારાયણ તો અસ્ત પામ્યા. આ ઉપરથી, એવું માનવામાં આવે છે કે, વલભીપુરનાં ખંડેરોમાં તેનો પાળિયો છે તે, સૂર્ય નારાયણે તેને દગો દીધો એટલા માટે સૂર્ય ઉગતાં, પોતાનું મુખ પશ્ચિમમાં ફેરવે છે ને સૂર્યનું મુખ જોવાય નહિ એમ કરતાં આથમવાની વેળાએ પાછો પૂર્વમાં ફરી જાય છે!

એભલ વાળાએ કરેલાં કામ વિષે, ખોડિયારનો પિતા મામડિયો ચારણ નીચે પ્રમાણે વર્ણન કરે છે:—

ઝૂલણા છંદ.

પ્રથમ મેહ વાળિયો, કોહોડ ટાળ્યો પછે, વાળો સતવાદિયા જેત્ર વાદી;  
તખત ભૂપાં શિરે શિરોમણ તળાજુ, ગાદિયાં શિરોમણ વળે ગાદી.  
ક્રોડ પરણાવતલ, દીહ એકે કન્યા, ભયંકર ભાંજતલ શેર ભેભો;  
શાપ ઉતારતલ નેસડી સાઈરો, અણારો આપતલ શિશ એભો.  
પોતરો સૂરરો, સૂરજેરો પિતા, મોજ મેહેરાણ હિંદવાણ માજા;  
વસારો ઊવસણ ઉવસણ વસાવણ, રાંકરો માળવો ધર્મરાજા.

વાલાક ધરતીને સહિયારી જિતી લીધી હતી, તો પણ ધનમેરે બધીએ પોતાના જમાઈને આપી દીધી; અને રાણાજી ગોહિલે પોતાની ગાદી વળામાં કરીને મરતાં સુધી ત્યાં રાજ્ય કર્યું.

રાણાજી[1] ગોહિલના પછી તેનો કુંવર મોખડાજી ગાદિયે બેઠો, તે તેના વંશમાં મહા પરાક્રમી ઉઠ્યો. "પીરમનો રાજા" એવું કીર્ત્તિવંત પદ મેળવી લેનાર તે પ્હેલો જ હતો. ખોખરાના ડુંગરો જે ખંભાતના અખાતની સમાંતર લીટીમાં તેના પાણીની અને પાલીતાણાના પર્વતની વચ્ચે છે તે માંહેલી

---

૧ સુમારે ઇ. સ. ૧૩૦૯માં અલ્લાઉદ્દીનના લશ્કરે રાણપુર લીધું અને તેને માર્યો.  
ર. ઉ.

બળવાન્ જગ્યા કબજે કરી લેવાનું મોખડાજી ગોહિલે પ્હેલું જ પરાક્રમ કર્યું. ત્યાંથી તેણે બધી બાજુએ જૂદી જૂદી જગાએ હલ્લા કરવા માંડ્યા, અને આસપાસના દેશમાં ત્રાસ વર્ત્તાવી દીધો. "જ્યારે ખોખરાની ગુફામાં "આપ સિંહ ગર્જના કરી ઉઠ્યા, ત્યારે ઓ! મોખડા! વિંધ્યાચળના રહે- "વાસિયોએ ખાવાનું તજ્યું."[1] તેણે ઉમરાળા અને ભીમડાદ, માંડલ ગઢ અને મિતિયાળું કબજે કરી લીધાં હતાં; પણ તેની ખરેખરી અગત્યની જિત તો ગોધા અને પીરમની હતી.

ગોધા હવણાં સ્વચ્છ અને આબાદ થતું બંદરનું શહર છે, તેમાં આઠ હજાર કરતાં પણ વધારે માણુસની વસ્તી છે, અને ખંભાતના અખાતમાં તેની સારી ખાડી છે. ત્યાંના ખારવા ગોધારી કહેવાય છે. તેઓ કેટલાક મુસલમાન ધર્મના છે અને કેટલાક કોળી અથવા હિન્દુ છે અને જેઓને અણહિલપુરના રાજાઓએ આશ્રય આપીને તે નગરમાં વસવા માટે ઈલાયદો ભાગ સોંપેલો તેઓના વંશજ છે. તેઓ પોતાની પુરાતન પ્રતિષ્ઠા હજી લગણ જાળવી રહ્યા છે અને બ્રિટિશ રાજ્યના વાવટા નીચે હિન્દુસ્થાનના જે ખારવા પોતાનાં વ્હાણ ચલાવે છે, તેઓમાં તેઓ સારામાં સારા અને ઘણો જ વિશ્વાસ રાખવા યોગ્ય ગણાય છે. ગોધામાં હવણાં ફેરફાર થયેલો છે તેમાં મોખડા ગોહિલના વારાની નિશાનિયો હજી લગણ કંઈક રહેલી છે. શહરના નૈઋત્ય ખૂણામાં, અને હવણાંનો કોટ છે તેની આસપાસ, પ્રાચીન કિલ્લાની નિશાનિયો જોવામાં આવે છે. બુરજા તૂટી જઈને વિખરાઈ પડેલા હજી લગણ દેખાઈ આવે છે, પણ જેની ઉપર પીપળા ઉગીને તેનાં મૂળિયાં વિસ્તરાઈ ગયાં છે તેઓની નિશાનિયો દેખાતી નથી. શત્રુનાથી રક્ષણ કરી શકાય એવી જગ્યા ચમત્કારિક રીતે પસંદ કરીને શહર વસાયેલું જણાય છે. આસપાસની જગ્યા કરતાં ઊંચાણમાં છે તેથી એક બાજુએ પીરમનો બેટ અને ખાડીથી તે બીજી બાજુએ ખોખરાના ડુંગરા સુધીના આખા પ્રદેશ લગી બહુ આઘે, ચારે મેર નજર પ્હોંચી શકે એમ છે. તેમ જ વળી પીવાના અતિ સ્વચ્છ પાણીની સારી છત છે.

---

૧ (સોરઠો)—તળ ખોખરા તણે ગાળે, કેસર ગુંજિયો;
વિંધ્યાચલવાળે મૂકયો, ચારો હે મોખડા!

આ પ્રમાણે લોકોએ પોકાર કરેલો તેટલા જ શબ્દ લખ્યા છે તે ઉપરથી કદાપિ આ. મિ. ફાર્બસે એમ ધાર્યું હોય કે તે સિંહના જેવો બળવાન હતો તેથી વિન્ધ્યાચળમાં રહેવાસિયોએ તેનાથી ધ્રુજી જઇને ખાવાનું તજ્યું હશે. પણ મૂળ વાત તો એમ છે કે, પીરમ બેટમાં સાર્દુલો સિંહ રહેતો હતો તેનું માથું કાપી લાવીને તેણે પીરમના દરવાજા વચ્ચે ટાટયું હતું. ૨. ઉ.

પીરમના બેટની અને ગોહિલવાડની વચ્ચે ત્રણ માઈલ પ્હોળાઈની એક ખાડી છે તે મધ્યમાં સુમારે ૬૦ વામ ઉંડી છે. વલભી નદી એ ખાડીમાં ભળી સમુદ્રને મળે છે. એવી વાત ચાલે છે, કે પીરમ બેટ જમીનની સાથે એકાકાર હતો. એ વાત ચાલવાનું કારણ કદાપિ એમ હશે કે જ્યારે ઓટ આવે છે ત્યારે ઘણા ખરાબા ઉઘાડા પડી જાય છે અને તે મુખ્યત્વે કરીને ગોઘા ભણીની બાજુએ ઘણા જોવામાં આવે છે. ખંભાતના અખાતના કિનારામાં જે ઘણા ચમત્કારિક ફેરફાર બન્યા છે તેનું છેવટનું કારણ ઇતિહાસ ઉપરથી કે પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર ઉપરથી પણ કાંઈ સિદ્ધ થયું નથી; અને પીરમના બેટનું બંધારણ તથા વલભીનો નાશ એનો કોઈ અકળ રીતનો સંબંધ ધારવામાં આવે છે, તેમાં ખરેખરો ભેદ રહેલો ગણાય છે. રેતાળ ડુંગરા જે થોડી કાળી ભૂમિના તળ ઉપર છે તેનાથી પીરમ બેટ છવાઈ ગયેલો છે. પશ્ચિમ ભણીની આખી બાજુએ આ ડુંગરિયો કોટની ગરજ સારે છે, અને દરિયાથી રક્ષણ કરવા ખુલી મોસમમાં પવન ચાલે છે તેથી કરીને રેતી વગેરે તણાઈ આવે છે તેને લીધે પણ આ ડુંગરા વધતા જાય છે; પણ પૂર્વ ભણીની બાજુ તો છેક રેતી વિનાની છે; અને ત્યાં આગળ વાવણી થાય એવી જમીન છે, તેથી ત્યાં રહેનારા લોકો જે થોડા છે અને માત્ર થોડી મુદત લગી રહે છે, તેઓને થોડો ઘણો ખોરાક પૂરો પડી શકે એટલી ખેતી થાય છે. રેતાળ ડુંગરાઓ ઉપર મોરણ છવાઈ જાય છે. વિસ્તાર પામેલાં થોડાં લીંબડાનાં ઝાડ છે તે ઉપર ત્યાંના લોકો ચાર ભરી રાખે છે, તે વિના કેટલાંક ઠીંગરાઈ ગયેલાં ઝાડ, અને પૂર્વ કિનારા ઉપર તમરિયાની ઝાડી છે, એટલું પીરમમાં ઝાડપાન છે. આ કિનારા ઉપર નૈઋત્ય કોણનો વર્ષાદ શરૂ થાય છે તે વેળાએ મુખ્યત્વે કરીને પાણીનો ધસારો ઘણો ભારી થાય છે, અને પીરમની ખાડીમાં, બલવાન ભરતીની નાશકારક અસર જેટલી થાય છે તેટલી તેની અસર કોઈ બીજે ઠેકાણે થતી નથી. મહા ઘોડાવાળી ભરતીનો પ્રથમનો ધસારો બળમાં દુર્નિવાર હોય છે, અને તે વેળાએ જોવાની રચના એવી થાય છે કે તે વિષેનો વિચાર માત્ર નજરે જોનારના મનમાં જ આવી શકે. ત્રણ અથવા ચાર ફીટ ઊંચાઈનાં ભીંતના જેવાં લંબાકાર મોજાં જોવાઈ શકે એવી રીતે વિસ્તાર પામતાં એક કલાકમાં બાર માઈલ કાપતાં ત્વરાથી આવી પ્હોંચે છે, અને અજાણતાં અથવા તેનો સુસવાટો સાંભળીને હઠિલા ખારવા તેની દરકાર રાખતા નથી તો તેઓનો ઘાણ વાળી નાંખે છે.[1]

[1] ફાર્બસકૃત ઓરિએન્ટલ મેમ્વાર ભાગ બીજાને પૃષ્ઠ ૨૨૧ મે જૂવો; તેમ જ બોમ્બે બ્રાન્ચ ઓવ ધી રૉયલ એશિયાટિક સોસાઇટીના જર્નલના પ્રથમ ભાગમાં પીરમ બેટ વિષે લખાણ છે તે જૂવો.

ગોઘેથી પીરમ જે નાવ હંકારી જવામાં આવે છે તે પ્રવાહથી ખેંચાઈ જઈને સંકટમાં આવી પડે નહિ એટલા માટે નર્મદાના મુખમાં દેહેજ બારામાં હંકારી જતા હોય એમ સીધા ચલાવે છે. ઉછાળા મારતા દરિયાના સપાટામાં આવી જાય એવી સ્થિતિમાં નાવ આવી પડે છે, અને ઘણી વાર તો સપડાઈ પણ જાય છે. પાણીમાં ડૂબેલા ખરાબા ઉપર શંકુ આકારનાં મોજાં થાય છે તે ખરાબા ઉપર નાવ અથડાય નહિ તે માટે પણ તેઓને બહુ સાવધાન રહેવું પડે છે. મોખડાજી ગોહિલના પાળિયા આગળ એક ટેકરી ઉપર ધોળું નિશાન છે, તેની નીચે બેટની ઉત્તર દિશાએ રેતાળ તીરે ઘણું કરીને ઉતરી પડવામાં આવે છે. પીરમના કિલ્લાનાં ખંડેર હજી લગણ જોવામાં આવે છે તે, તે બેટની વચ્ચે, અને ચોગરદમ વેરાતાં પડ્યાં છે. થોડાક બુરજ, અને પશ્ચિમ બાજુના દરવાજાની જગ્યા ખુલ્લી રીતે જણાઈ આવે છે; એક દ્વાર જે એક પત્થરમાંથી કોરી કહાડેલા બે હાથિયોથી મૂળ શણગારેલું છે તે ગચ્છીના ખંડેરના નમુના તરીકે જોવા લાયક થઈ પડયું છે. જૂના કિલ્લાના ઘેરાવામાં તલાવ તથા કૂવાનાં ખંડેર દેખાઈ આવે છે; પત્થરકામની હિન્દી કોતરણીના ભાગી ગયેલા કડકા ચોગરદમ વેરાયલા પડેલા છે. મધ્યભાગમાં આશરે બારેક ઝુંપડાંનો એક કુબો છે. કિલ્લાની નૈઋત્ય કોણમાં એક ઉંચો ટેકરો છે તે અસલને વારે ગઢીની જગ્યા હશે પણ હવણાં તો તે ઠેકાણે દીવાદાંડી છે. અસલના વારામાં દરિયાઈ અથવા ચાંચવાની સત્તાના વારામાં પીરમનો કિલ્લો કેવો ઉપયોગી થઈ પડેલો હશે, તે આ ઉપરથી જણાઈ આવે છે. એક બાજુએથી ગોહિલવાડનો કિનારો, ગોઘા બંદર, અને ઝાડની ઘટામાં આવી રહેલાં ઘણાં ગામડાં તથા ખોખરાના ડુંગરા ભણી ઊંચો ચડી જતો પ્રદેશ જણાઈ આવે છે; બીજી બાજુ ભણીથી નર્મદા અને ટંકારિયા નદીનાં મુખ ખુલ્લી રીતે દીશી આવે છે; તેમ જ ઉત્તર અને દક્ષિણ દિશાઓ ભણી પીરમમાંથી જોનાર ચોકીદારની નજરે આખો ખંભાતનો અખાત એવો દૃષ્ટિ તળે આવી જાય છે કે દ્રવ્યવાન ગૂજરાતનાં બંદરો ભણી દરિયામાંથી જે વ્હાણ હંકારી જાય છે તેઓના દિવસે ધોળા વાવટા, અને રાત્રીની વેળાએ ફાનસના ઝળકાટ તેની દૃષ્ટિમર્યાદામાં આવ્યા વિના રહેતા નથી.

આવી જગ્યામાં મોખડાજી ગોહિલ આખરે પોતાની મેળે વશ્યો.
"રાણીનો કુંવર, બળવાન રાજાધિરાજ, એણે પોતાને વસવાને નવું શહર
"બાંધ્યું ને ડુંગર ઉપર મજબૂત કિલ્લો બાંધ્યો. દરિયાનાં મોજાં તેની ચારે
"બાજુએ છોળો મારતાં હતાં. ધરતીના ધણિયે કોળિયોનું રાજ્ય ખુંચી
"લઈને પીરમના નામથી જગમાં જાણીતું કર્યું તેના પ્હેલાં ગોગ્રાના તથા

"પીરમના બારૈયા ધણી હતા. તે બે મોખડાએ લઈ લીધા; સાતસેં ખારવાને "તેણે તરવારની ધારે ચડાવ્યા; બધા કોળિયોને ઠાર કર્યા. પૂર્વ જન્મના "તપસ્વીયે એ બે શહર સ્વાધીન કરી લઇને પીરમની ગાદી પ્રતાપવાન કરી "દીધી. ઘણા દેશનો રસ્તો ત્યાં થઈને હતો તેથી તેણે પીરમમાં ઘણાં "વ્હાણ રાખ્યાં હતાં. ઘણાં વ્હાણ તેણે લૂટી લીધાં હતાં; સર્વ જગ્યાએ "તેનો ત્રાસ વર્તાઈ ગયો હતો. જે વ્હાણો હંકારીને આવતાં હતાં તેની "પાસેથી તે ખંડણી લેતો હતો; હનુમાનની મૂર્તિ તે બાજુબંધમાં રાખતો, "ને તેને કાલિકા માતાનો હાથો હતો."[1]

પીરમનો રાજા ખંડણિયો પડાવતો, તથા ચાંચવાનો ધંધો ચલાવતો હતો. તેથી છેવટે તે સરકારના હથિયારની ચંગરમાં આવી ગયો હતો. હિન્દુઓના વૃત્તાન્તમાં તુઘલુખ શાહને તેનો શત્રુ કરીને વર્ણવ્યો છે; પણ મુસલમાન ઇતિહાસ લખનારાઓએ પીરમના નાશ વિષે કંઈ લખ્યું નથી તેથી ગ્યાસુદ્દીનના શાહજાદા મહંમદ સંબંધી ગૂજરાતને લગતી જેટલી વાત હતી તેટલી અમે લખી ગયા છિયે તે મહંમદ અને હિન્દુઓએ લખેલો મુસલમાન સરદાર એ બે એક હશે, એમ માની લેવાને કાંઈ હરકત નથી.

મહંમદ તુઘલુખ પોતાના રાજ્યના આણીમગના ભાગમાં વ્યવસ્થા કરવાના કામમાં લાગ્યો હતો, ત્યારે મોખડાજી ગોહિલ ભણી તેણે પોતાનાં હથિયાર ફેરવ્યાં હશે એમાં શક નથી. હિન્દુની વાતમાં તત્ક્ષણ વાંધો ઉઠવાનું કારણ એવું બતાવવામાં આવ્યું છે કે દિલ્હીનો એક વ્યાપારી તે જ મતુરીનાં ચૌદ વ્હાણ ભરીને પીરમ લાવ્યો હતો, તેનું રક્ષણ કરવાનું મોખડાજીએ વચન આપ્યું હતું અને વચ્ચે સમુદ્ર દેવને રાખ્યા હતા તો પણ પછીથી તેણે લૂંટી લીધાં.

"ગજનીની ભારે સેના પીરમ અને ગોઘા ઉપર ચઢી આવી; ડંકા "વાગવા માંડ્યા, અને રણસિંગાંના અવાજ થવા લાગ્યા; તથા દરિયો પોતાની સીમા છોડતો હોય એમ દેખાવા માંડ્યું. જૂદી જૂદી જાતના મુસલમાનો ત્યાં આવ્યા હતા તેમાં પાળા, ઘોડા, અને હાથી સર્વે હતું. "સાગરના ધણીની સાથે લડવાને તેઓએ સમુદ્રકાંઠે ડેરા તંબુ ઠોક્યા. ગોહિલ "એકલો પોતાની પીરમની ગુફામાં સિંહની પેઠે ગર્જના કરી રહ્યો હતો. "તેનું તપ ભારે હતું તેથી જરા પણ ડગ્યો નહિ. સેના તૈયાર થઈ, આક્રા-

---

૧ અંગ્રેજીમાં એમ છે કે, મોખડાના હાથ ઉપર કાલિકાની મૂર્તિની છાપ હતી, પણ મૂળ ભાવાર્થ ધ્યાનમાં નહિ ઉતરવાથી ભૂલ કરી હોય એમ લાગે છે. ૨. ઉ.

"શમાં બાણ ઉડવા લાગ્યાં, પણ મોખડાના શહરને કશો ઘા લાગ્યો નહિ.
"દગાફટકા કરીને તુઘલુખ શાહ ઘણા દિવસ લડ્યો, પણ તેના લાખો પ્રયત્ન
"નિષ્ફળ ગયા; શાહ મ્હેનત કરતો થાકી ગયો; દરિયાનાં પાણીમાં તેની
"નાંખી નજર પ્હોંચી નહિ; પણ મોખડાએ હાથમાં તરવાર ઝાલીને
"રાજાઓની પ્રતિષ્ઠા રાખી."

મોખડાની પાસે જઈ પ્હોંચવાને શત્રુઓ પીરમમાં જઈ શક્યા નહિ, કેમકે, પાણીનો માર્ગ તેમનાથી ઓળંઘાય એમ હતું નહિ, તેમ જ ખેદ પામેલા વ્યાપારિયે અપવાસ કરયા, અને સમુદ્ર દેવને વચ્ચે સાક્ષી રાખ્યા હતા તેમને, પાણી પાછું ખેંચી લઈ મુસલમાન સેનાને રસ્તો આપવા વિનતિ કરી પણ કાંઈ વળ્યું નહિ.

મહંમદ શાહે પોતાની ફોજ પાછી હઠાવી, તે એવી આશાથી કે આમ કરવાથી ગોહિલો પોતાના અજિત કિલ્લામાંથી બ્હાર આવશે. આવી યુક્તિઓ મુસલમાનો વારંવાર કરતા આવ્યા છે અને તેમાં રજપૂત સરદારો ઘણી વાર સપડાઈ ગયા છે.

"ગોઘા અને ગુંડીની વચ્ચે મુસલમાનો ડર પામતા રહ્યા. ત્યારે
"રાજાએ વિચાર કરયો કે, એક દિવસ મોત તો આવવાનું જ છે, તેથી એક
"વ્હાણમાં બેશીને રાતમાં પીરમથી ગોઘે આવ્યો; ને લડવાને તૈયાર થયો;
"હાથમાં તરવાર લઈને, મોતના મુકુટને માથે બાંધ્યો. દરવાજા ઉઘડાવીને
"ઉંચા મનના ક્ષત્રિયે પોતાની સેના બ્હાર ક્હાડી, તે યોદ્ધાઓને ધીરજ
"આપવા લાગ્યો, મોખડા મરૂયે પાદશાહની સેના ઉપર હલ્લો કર્યો; તેણે
"મુસલમાનોને કાદવમાં કચરી નાંખ્યા. શરણાઈયો અને રણશિંગાંના નાદ
"થવા લાગ્યા; આકાશમાં નિશાન ફરકવા લાગ્યાં; લોહીની નીકો વ્હેવા
"લાગી. બન્ને સેનાના યોદ્ધાઓ શેળભેળ થઈ ગયા. પાદશાહનો ભાણેજ
"સેનાનો ઉપરી હતો તેને મોખડાએ જોયો; એટલે તેના હાથી ઉપરથી તેને
"નીચે મારી પાડ્યો. મોખડા ગોહિલે ઘા કરવા માંડ્યા ત્યારે મુસલમાનો
"અલ્લાની બંદગી કરવા લાગ્યા. અસુરની સેના ઉપર તેના ઘા વરશી રહ્યા;
"તુઘલુખના અર્ધા યોદ્ધાઓને તો રાણાના પુત્રે પોતાની તરવારથી કત્લ કરી
"નાંખ્યા. રાજાની તરવારથી શત્રુની આડ તૂટી. તે વિજળીથી પર્વત તૂટી
"ગયો હોય એવી દેખાવા લાગી. પછી મોખડો પડ્યો તેનું માથું ગોઘાના
"દરવાજા વચ્ચે પડ્યું ને ધડ તરવાર ચલાવતું દોડમદોડ કરી રહ્યું. માથું જે
"ભોંય ઉપર પડ્યું હતું તે મુખમાંથી મારો! મારો! ના અવાજ કરવા
"લાગ્યું. શત્રુની સેના સામટી સટી ગઈ, ઘણા યોદ્ધાઓ પડ્યા. એકલો પાદ-

"શાહ બહુ મુસિબતે બચ્યો. ગળીનો દોરો આડો નાંખ્યો ત્યારે ધડ હેઠું પડ્યું,
"ને ત્યારે જ તરવાર ચાલતી બંધ પડી. બીજા યોદ્ધા પછી પાછા ભાગ્યા ને
"પીરમનો ધણી પોતાના કોલ પ્રમાણે પૂરેપૂરૂં કરી રહ્યો ત્યારે તે ધરણી
"ઉપર ઢળ્યો. (૧૩૪૭) સેજકનો પૌત્ર દેવની કોટીનો ગણાયો; તેનો
"શ્વાસમાં શ્વાસ સમાઈ ગયો, અને પાદશાહની સેનાના યોદ્ધા નાસતે પગે
"કહેવા લાગ્યા કે, ધન્ય છે હિન્દુ! તને ધન્ય છે હિન્દુ!"[1]

મુસલમાનોએ પીરમનો કોટ તેના સ્થાપનારના મરણ પછી તોડી પાડ્યો, તે પછીથી ફરીને કદિ બંધાયો જ નહિ. મોખડાજીના નામની સાથે તેનો સંબંધ હજુ તાજો રહી ગયો છે. એનો પાળિયો જ્યાં ઉભો કર્યો છે ત્યાં આગળ હિન્દુઓ રાજી થઈને અફિણની કાંકરી કસુંબા તરીકે મૂકે છે અને પીરમ આગળ થઈને જે ખારવા જાય છે તે મોખડાજી ગોહિલને નામે થોડું ભાતું સમુદ્રમાં નાંખવાને ભાગ્યે જ ભૂલી જાય છે.



## પ્રકરણ ૩.

### ગૂજરાતના રજપૂત સુલ્તાન.[2]

| | | | |
|---|---|---|---|
| ૧ | મુઝફ્ફરશાહ ૧ લો | ૧૪૦૭—૧૪૧૦ | ૩ |
| ૨ | અહ્‌મદશાહ | ૧૪૧૦—૧૪૪૨ | ૩૨–૬–૨૦ |

૧ આ મોખડાજિયે શૂરવીરપણું બતાવ્યું ને લડાઈમાં મ્હોં આગળ રહ્યા તેથી તે સ્થાન તેના નામથી મોખરો કહેવાય છે. ગોઘામાં હવણાં પણ તેની દેરી ઉભી છે. ભાવનગરના દરબાર જ્યારે એ જગ્યા ભણી જાય છે ત્યારે પ્રથમ ત્યાં દર્શન કર્યા પછી બીજું કામકાજ કરે છે. હજી ત્યાંના જે પૂજારીને દરબાર ભણીથી વર્ષાસન મળે છે. ર. ઉ.

૨ સહારન કરીને ટાંક (તક્ષક) જાતિનો રજપૂત જમીનદાર હતો. તે સૂર્યવંશી રામચંદ્રથી કેટલી પ્હેડિયે મહસુ થયો તેનો ક્રમે દુર્લભ, નાકત, ભૂકત, મંડન, સુલાહન, સીલાહન, ત્રિલોક, કુંવર, દરસપ, દરીમન, કુંવરપાલ, દરિન્દ્ર, હરપાલ, કિન્દ્રપાલ, હરપાલ અને તેનો હરચંદ થયો, તેનો પુત્ર સહારન હતો. તે સ્થાનેશ્વરમાં રહેતો હતો. એક સમયે ફિરોજ શાહ જ્યારે કુંવરપદે હતો ત્યારે શિકારે જતાં પોતાના સાથથી વિખૂટો પડયો. અને સહારનના ગામ પાસે જઈ પ્હોંચ્યો તે સમયે તેનો ભાઈ સાધુ તથા બીજા કેટલાક રજપૂતો બેઠા હતા. ફિરોજ શાહના પગનાં રાજચિહ્ન અને તેનો દેખાવ જોઈને તેઓને લાગ્યું કે આ કોઈ પાદશાહ થાય એવો છે, તેથી, તેને પોતાને ઘેર લઈ ગયા અને તેની આગતાસ્વાગતા કરી. સાધુની બ્હેને તેને દારૂ પાયો તેની લ્હેરમાં તે કોણ છે એ કહ્યું તેથી સાધુની બ્હેન તેની વ્હેરે પરણી. ફીરોજ શાહની સાથે બંને ભાઈયો દિલ્હી ગયા. અને ત્યાં તેમણે મુસલમાની ધર્મ સ્વીકારયો, એટલે, સહારનને

| | | | |
|---|---|---|---|
| ૩ | મહંમદશાહ ૧ લો | ૧૪૪૨—૧૪૫૧ | ૯ |
| ૪ | કુત્બુદ્દીન | ૧૪૫૧—૧૪૫૯ | ૮ |
| ૫ | દાઉદ | ૧૪૫૯—૧૪૫૯ | ૦—૬ માસ |
| ૬ | મહંમદ બેગડો (બીજો) | ૧૪૫૯—૧૫૧૧ | ૫૨ |
| ૭ | મુઝફ્ફર ૨ જો. | ૧૫૧૧—૧૫૨૬ | ૧૫ |
| ૮ | સિકંદર. | ૧૫૨૬—૧૫૨૬ | ૦—૨—૧૬ |
| ૯ | મહંમદ ૩ જો. | ૧૫૨૬—૧૫૨૬ | ૦ |
| ૧૦ | બહાદુર શાહ. | ૧૫૨૬—૧૫૩૭ | ૧૧ |
| ૧૧ | મુહંમદ ફારૂકી. | ૧૫૩૭—૧૫૩૭ | ૦ |
| ૧૨ | મહંમદ શાહ ૪ થો. | ૧૫૩૭—૧૫૫૪ | ૧૭ |
| ૧૩ | અહંમદ શાહ ૨ જો. | ૧૫૫૪—૧૫૬૧ | ૭ |
| ૧૪ | મુઝફ્ફર ૩ જો. | ૧૫૬૧—૧૫૭૨ | ૧૧ |

## મુઝફ્ફર શાહ પ્હેલો; શાહ અહંમદ પ્હેલો.

ઈ૦ સ૦ ૧૪૦૭ થી ૧૪૧૦. ઈ૦ સ૦ ૧૪૧૦ થી ૧૪૪૨.

મુઝફ્ફરખાન ગાદિયે બેઠો કે તરત જ તેણે હિન્દુ ઠાકોરોને પોતાના ખંડિયા કરી દેવાનું કામ આરંભ્યું, અને તેમ કરવાને માટે પ્રથમ તેણે ઈડર ઉપર ચડાઈ કરી

રાવ સોનંગજીની પછી એહેમલજી, ધવલમલજી, લુણકરણજી, અને ખરહતજી અનુક્રમે થયા. તેમના સંબંધી કાંઈ વિશેષ લખી રાખેલું નથી, પણ માત્ર એટલું જ લખી રાખવામાં આવેલું છે કે "રાવ ખરહતજીના "વારા સુધી રાજ્યમાં વધારો થયો નથી, તેમ જ, ઘટાડો પણ થયો નથી." ખરહતજીનો કુંવર રણમલજી વધારે પ્રસિદ્ધ થયો છે. ઈડર ગઢ ઉપર તેણે બેઠક ચણાવી હતી તે "રણમલની ચોકી" ક્‌હેવાય છે. તેની પાસે અગિયાર સરદારો હતા. તે રણમલ ક્‌હેવાતા હતા. તે સરદારો અને રણમલ સંબંધી ચમત્કારિક વાતો બનાવવાને ભાટને ઠીક સાધન મળ્યું છે. "રાવ રણમલે "ઈડર અને મેવાડ વચ્ચેનો ભાગર દેશ યાદવ વંશવાળા પાસેથી લઈ લીધો, "અને ત્યાંની રાજધાની ઝારડ ગઢમાં કેટલીક વાર સુધી પોતાનું ર્‌હેઠાણ કર્યું.

---

પાદશાહે વજીર ઉલ્મુલ્કનો ખિતાબ આપ્યો. એના દીકરા જફરખાન તથા શમશેરખાન થયા. આ જફરખાનને મુઝફ્ફરખાનનો ખિતાબ મળ્યો હતો. મિરાતે સિકંદરી.

આ લેખ ઉપરથી જણાય છે કે મુઝફ્ફરખાન એ તક્ષક કુળનો રજપૂત હતો, તેથી અમે એ વંશના રજપૂત સુલ્તાન એવું નામ જણાવ્યું છે. ર. ઉ.

"ત્યાંથી તે પાનોરે ગયો ને સોલંકી વંશના એક પટાવતને તેણે ભાગર
"આપ્યું. મુસલમાનોએ સોનગરા ચોહાણોના ઠાકોરને હાંકી મૂકયો એટલે
"તે ઝાલોરથી ઈડર આવ્યો, તેને પણ રણમલ્લે રાખ્યો, અને તેને જોરા-
"મીરનો પટો કરી આપ્યો. આ ચોહાણ વંશના રાવના વંશવાળાઓ સાથે
"પરણતા હતા, પણ પછી તેઓ ભીલની દીકરિયો સાથે પરણવા લાગ્યા.
"તેથી વટલાઈને જૂદા પડી ગયા."

ફેરિસ્તા ક્હે છે કે, "ઈ૦ સ૦ ૧૩૯૩ માં ઈડરના રાવે રીતિ પ્રમાણે "ખંડણી આપવાની ના પાડી, એટલે તે જોરાવરીથી લેવાને મુઝફ્ફરખાને તેના "ઉપર ચડાઈ કરી. કેટલીક ન્હાની ન્હાની લડાઈયો થઈ તેમાં મુઝફ્ફરખાન "જિત પામતો ગયો અને ઈડર શહરની લગભગ આવીને તેને ઘેરો ઘાલ્યો. "તે ઘણી લાંબી મુદત સુધી રહ્યો તેથી કિલ્લેદાર ખોરાકને માટે એટલા બધા "હેરાન થયા કે પછી તેમણે બિલાડાં અને કૂતરાં ખાવા માંડ્યાં એમ ક્હેવાય "છે. પછી છેવટે રાવે પોતાના કુંવરને મુઝફ્ફરખાન પાસે મોકલ્યો. તે તેને "પગે લાગ્યો અને પોતાના લોકોના જીવ ઉગારવાની પ્રાર્થના કરી. પણ સોનું-"રૂપું, અને ઝવેરાત આપવાની સરત કરી ત્યારે તેણે તેની પ્રાર્થના સ્વીકારી."

ખાનદેશમાં સુલતાનપુર અને નંદુરબાર પરગણાં છે, તે બથાવી પાડવાને અદીલખાન[1] પ્રયત્ન કરતો હતો; તેના ઉપર છેક સિદ્ધરાજના સમયનો ગૂજરાતના રાજાઓનો દાવો સ્થાપવાના કામમાં મુઝફ્ફરખાન હવે લાગ્યો. તે પોતાની રાજધાનીમાં પાછો આવ્યો ત્યારે તેના જાણવામાં આવ્યું કે પશ્ચિમના પટ્ટણ પરગણામાંના જેહેરંદના (જહરંદ) રાવે મુસલમાની સત્તા માન્ય રાખી નથી, તે ઉપરથી તરત જ તેણે તે રાવના ઉપર ચડાઈ કરીને ખંડણી લીધી અને ત્યાંથી સોમનાથ ઉપર ગયો; ત્યાં તેણે હિન્દુ દેવાલયોને બળી પાછાં તોડી પાડી ત્યાં આગળ મસ્જીદો બનાવી[2] (ઇ. સ. ૧૩૯૪). ત્યાર પછી તે મંડલ ગઢ (ચિતોડ) ઉપર ચડ્યો ને તે પોતાને સ્વાધીન કરી લીધો.

---

૧ આદિલખાન જે મલેક રાજા ક્હેવાતો હતો તે બુરહાનપુરના સુલ્તાનનો દાદો થાય. તેણે બંડ મચાવી ધાનેરનો કિલ્લો કબજે કર્યાનું જાણી મુજફ્ફર તેની ઉપર ચડ્યો. તેની સામા માણસો મોકલી સલાહ કરી, એકબીજાને સોગંદ મોકલી, બંને મિત્ર થયા. મલેક રાજા ખલીફા ફારૂકીની ઓલાદનો હતો તે વાત મુઝફ્ફર જાણતો હતો. ૨. ઉ.

૨ અહીં રહ્યો એટલામાં તે લૂટફાટ કરવામાં કાંઈ બાકી રાખી નહિં ગયો. બાર બ્રાહ્મણોની સ્ત્રી, દીકરિયોને અને પુરૂષોને કેદી બનાવી લઈ ગયો. બંદરે આવેલાં વ્હાણોને પણ લૂટી લીધાં. પ્રભાસપાટણમાં પોતાનું થાણું બેસારતો ગયો. ૨. ઉ.

ત્યાંથી અજમેરમાં જ્યારત કરવાને ગયો અને જલવાડાને રસ્તે પાછા આવતાં ત્યાંનાં દેવાલય તોડી પાડ્યાં અને ત્યાંથી ખંડણી લીધી.[1]

ઈ૦ સ૦ ૧૩૯૮ માં ઈડરના રાવ રણમલ ઉપર તેણે ફરીને ચડાઈ કરી અને પ્રથમની પેઠે તેણે જ્યારે ખંડણી આપી ત્યારે તેને જવા દીધો. તૈમુરનો ભયંકર હુમલો આ સમયે થયો હતો, તેથી દિલ્હીના દરબારમાં ઘણી અવ્યવસ્થા થઈ પડી હતી અને ગાદીનો કબજો લેવાને ઘણા પ્રતિસ્પર્ધિયો લડી મરતા હતા. મુઝફ્ફરખાન અને તેના દીકરાએ પણ રાજગાદી ઉપર પોતાનો હક્ક બતાવવાનું બ્હાનું ધર્યું હતું, પણ તેઓ હદ બ્હાર ધપ્યા ન હતા અને મુઝફ્ફરખાન તો ગૂજરાતનો ખરેખરો રાજા હતો, એટલે ત્યાંનું રાજપદ ધારણ કરવાથી સંતુષ્ટ થયો હતો. તે વેળાએ તે પોતાને બાદશાહ કહેવડાવવા લાગ્યો અને મુઝફ્ફર શાહ પદ ધારણ કરયું; પોતાના નામના શિક્કા પાડ્યા અને ખુતબો પઢાવ્યો.[2]

ઈ૦ સ૦ ૧૪૦૧ માં ઈડરમાંથી ખંડણી વસુલ કરવા સારૂ મુઝફ્ફર શાહે ફરીને ચડાઈ કરી; ત્યારે રાવ રણમલજી શત્રુને માટે પોતાની રાજધાની મૂકીને વીસલનગર જતો રહ્યો. એક હિન્દુ રાજા દીવમાં રહેતો હતો, તેની ઉપર મુઝફ્ફર શાહે બીજે વર્ષે સોમનાથ આગળ જિત મેળવી. લડાઈ થયા પછી તે જગ્યા પોતાને સ્વાધીન થઈ, અને ત્યાંના કેટલાક કિલ્લેદાર અને રાજાને ઠાર કર્યા.

મુઝફ્ફર શાહે પોતાનું છેલ્લું પરાક્રમ માળવા ઉપર હલ્લો કરવામાં દાખવ્યું. ત્યાંના પાદશાહ હુસંગની સાથે ધાર આગળ તેણે લડાઈ કરી તેમાં તેને હરાવીને કેદ કરી લીધો. તે ઈ૦ સ૦ ૧૪૧૧ ના જુલાઈ મહિનાની તારીખ ૨૭ મીએ મરણ પામ્યો.[3]

---

૧ બાપા અથવા રાયદુર્ગોએ ઘેરાનો સારો બચાવ કરયો. મુસલમાનો મંજનીક ગોઠવણમાં ફાવ્યા નહિ અને પથ્થરનો વરસાદ વરસાવી થાકયા, ત્યાર પછી સુરંગ ખોદાવી. શહરમાં મરકી ચાલી તેથી પ્રજાનો ઘાણ વળી ગયો ત્યારે બાપાએ નમ્યું આપ્યું અને સલાહ કરી. ર. ઉ.

૨ આ પછી ઈ. સ. ૧૩૯૬ માં તેણે સુલ્તાનનું પદ ધારણ કરીને મુઝફ્ફર શાહે પોતાના નામનો શિક્કો પાડ્યો તથા ખુતબો પઢાવવા માંડ્યો. એટલે જુમ્માને દિવસે કે ઇદને દિવસે નિમાઝ પડવાને જાય ત્યારે મિંબર ઉપર ચડીને ખુદાની બંદગી કરી તથા નબી(મહમદ)નાં વખાણ કરે છે, ત્યાર પછી એક પગથિયું નીચે ઉતરીને જે સુલ્તાન હોય તેનું નામ દઈને તેની દુવા માગે છે. ર. ઉ.

૩ હી. સ. ૮૧૩ તા૦ ૧૪ રમઝાન(ઇ. સ. ૧૪૧૦) માં સુલ્તાન અહમદ નાસરૂદ્દીન અબુલફત અહંમદ શાહ પદ ધારણ કરીને ગાદિયે બેઠો. તેના બાપનું નામ

મુઝફ્ફર શાહની પછી તેનો પૌત્ર અહમદખાન ગાદીએ બેઠો; પણ ફિરોજખાન કરીને તેનો એક પિત્રાઈ હતો તે રાજ્ય ઉપર પોતાનો હક્ક ધરાવીને ભરૂચમાં પોતાને બાદશાહ ક્હેવરાવવા લાગ્યો અને સાત આઠ હજાર માણસ સહિત નર્મદા ઉપર છાવણી નાંખીને પડ્યો. હાલ તરત જ આ બંડ તો સહેલાઈથી બેશી ગયું; અને સાભ્રમતીના કિનારા ઉપર યસાવલ (આશાવલ) ગામની હવા અને જગ્યા બહુ મન વશ્યાથી તેણે ત્યાં એક નવા શહરની સ્થાપના કરી પોતાના રાજ્યને પ્રતિષ્ઠિત કર્યું. આશાવલ એ નવા શહરનું એક પરૂં થયું અને ત્યાર પછી તે શહર ગૂજરાતના બાદશાહોનું રાજધાની નગર થયું. તેનું નામ તેના સ્થાપનારના નામ ઉપરથી (અહમદાબાદ) અમદાવાદ[1] પડ્યું (ઈ૦ સ૦ ૧૪૧૨)

અમદાવાદ વશ્યાની આખર સાલમાં ફિરોઝખાને ગાદી ઉપર પોતાનો દાવો કરીને મોડાસા આગળ કેટલીક ફોજ એકઠી કરીને બંડ મચાવ્યું. ઈડરનો રાણો રણમલ પોતાના પાંચ છ હજાર અશ્વાર અને બીજા પાયદળ સહિત તેને મળી ગયો. અહંમદ શાહ આવી પ્હોંચ્યો, એટલે ફિરોઝખાન અને રાવ મોડાસે થાણું મૂકીને ત્યાંથી દશ માઈલ ઉપર રંગપુર છે ત્યાં જતા રહ્યા. અહંમદ શાહે તેમની આસપાસ ઘેરો ઘાલ્યો અને કિલ્લા ઉપર ચડી ઉતરીને તે શહર લીધું, એટલે બંને જણને ડુંગરામાં ન્હાશી પેસવાની અગત્ય પડી. ક્હે છે કે ત્યાર પછી રાવ રણમલ અને ફિરોઝખાનને અણબનાવ થવાથી રાવે પોતાના સોબતીના હાથી, ઘોડા અને બીજો સરસામાન લઈને અહંમદ શાહની કૃપા સંપાદન કરી લેવાને તેને આપ્યો.

માળવાના સુલ્તાન હુશંગે અહંમદ શાહના સામાવાળિયાઓને આશ્રય આપ્યો હતો તેની સાથે લડાઈ મચાવવાના કામમાં પડ્યો. તેમાં શાહનો જય થયો અને તેના શત્રુ વિખરાઈ ગયા. તે માંહેલો એક ગિરનારમાં સોરઠના રાહનો આશ્રય લઈને રહ્યો, તે ઉપરથી અહંમદ શાહનું લક્ષ તેની ભણી ખેંચાયું.

સોરઠ દેશ હિન્દુઓનો મૂળથી માનીતો છે; તે તેમને મન આ પૃથ્વી ઉપરનું સ્વર્ગ છે. તે સ્વચ્છ નદીયોની ભૂમિ છે ત્યાં ઉત્તમ જાતિના ઘોડા નિપજે છે

---

તાતારખાન હતુ તેને ત્યાં તે હી સ. ૭૯૩(સ. ૧૩૯૦)માં જન્મ્યો હતો. ગાદિયે બેઠો ત્યારે તેનું વય ૨૧ વર્ષનું હતું.

૧ કર્ણ સોલંકીના કર્ણાવતીને સ્થાને આ શહર વસેલું જણાય છે, હી. સ. ૮૧૫-ની સમાપ્તિમાં. ર. ઉ.

આ સમયથી ચાર શતક અગાઉ આલમી રૂમી નામના પ્રવાસિયે યેસાવલ (આસાવલ) નગરનું કથન કરયું છે. ર. ઉ.

રાત્રિની વેળાએ લોમા ખુમાણે બસેં ઘોડા સહિત હલ્લો કર્યો, તે લડાઈમાં ધૂનોજી રાવળ ખપ્યા. (ઇ૦ સ૦ ૧૬૧૯)

પછી નોંઘણજી ગોહિલ, બારૈયાની ઝાડીમાં ગામ જવાસ છે ત્યાં ગયો અને ત્યાંના બારૈયા રાજાની દીકરી વ્હેરે પરણીને બારૈયા કોળીની ફોજ લઇને સિહોર આવ્યો, અને ત્યાંથી પણ શિરબંધી લઈને ગારિયાધાર ઉપર આવ્યો. એટલે ગામનો પટેલ તેને મળીને કહેવા લાગ્યો કે, લોમાની ફોજ ઘણી છે તેથી જિતી શકાય એમ નથી. પછી ઠગાઈ કરવાની યુક્તિ કરીને પટેલ ગામમાં પાછો ગયો, ને બ્હારની બૂમ ઠોકીને કહેવા લાગ્યો: "મારાં ઢોર ઘોડાવાળા આવીને પશ્ચિમ દિશા ભણી વાળી ગયા." તે સાંભળી કાઠી તે દિશાયે ધાયા. એટલે નોંઘણજીને લાગ મળ્યો તેથી પોતાના કબીલા અને માણસો સહિત ગામમાં પેઠો. ગામના લોકો ગોહિલના ભણી હતા, તેથી, ગારિયાધાર હાથ થયું; પણ નોંઘણજીને તેની સ્ત્રિયે સલાહ આપી કે લોમો શહર પાછું લેશે. માટે તેના મ્હોં આગળ જઈને તરવાર છોડી નાંખો. નોંઘણજીયે જઈને તે પ્રમાણે કરચું. ત્યાર પછી તેની સ્ત્રિયે લોમા ખુમાણ સાથે બ્હેનભાઈનો નાતો બાંધ્યો પણ વૈર લેવાનો અવસર મળતાં સુધી, બન્ને જણે આ એક ઉપરઉપરનો ડોળ કરચો હતો. છેવટે નગરના જામને ત્યાં નોંઘણજી ગોહિલે દીકરી દીધી હતી તેને ત્યાં વિવાહ હતો તે ઉપર ગારિયાધારના ઠાકોરઠકરાણીને કંકોતરી આવી. પણ ઠકરાણિયે કહ્યું કે, મારો ભાઈ લોમો ખુમાણ વિવાહે આવે તો હું આવું. જામને ને મુસલમાનોને આગળ લડાઈ થઈ હતી, તેમાં લોમાએ દગો દીધો હતો, તેથી જામને અને તેને શત્રુતા બંધાઈ હતી, પણ ઉપરના કારણને લીધે જામે લોમાને પણ કંકોતરી મોકલી, એટલે, લોમો જામનગર વિવાહે ગયો. ત્યાં તેને માણસો સહિત દરબારમાં જવાને બોલાવ્યો. હથિયાર લઇને જતાં, અટકાવી કહ્યું કે, દરબારમાં હથિયાર લઇને જવા દેવાનો અમારો ચાલ નથી માટે ડોઢિયે હથિયાર મૂકીને જાઓ. પછી તેઓ હથિયાર મૂકીને અંદર ગયા. ત્યાં જામે તથા નોંઘણે મળીને લોમાને ઠાર કર્યો. તેમ જ તેનાં સગાંવ્હાલાંનું પણ એમ જ થયું.

જ્યારે લોમાને બાંધ્યો હતો, અને તે ઘાથી અશક્ત થઈ ગયો હતો, ત્યારે જામે તેને મશ્કરીમાં પૂછ્યું: "તને આવો ને આવો છોડી મૂકિયે "તો તું શું કરે?" ત્યારે તેણે ઉત્તર આપ્યું: "બાઈડી જેમ તાવડીમાં "રોટલો ઉથલાવી નાંખે છે તેમ હું નગર ઉથલાવી નાંખું."

ધૂનાજી રાવળની વાત ભાટ નીચે પ્રમાણે વર્ણવે છેઃ—"લોમા[1] કાઠી
"અને નોંઘણ, લડાઈમાં બળિયા, યુદ્ધમાં ઉતરયા; વળાની સીમામાં નો-
"બત વાગી, સંગ્રામમાં ગોહિલ ભળી ગયા; બાણ અને ગોળિયો ઉડવા
"લાગી; તરવારની ધાર ચાલી. ઈશ પોતાની રૂદ્રમાળામાં માથાં પરોવાને
"ત્યાં આવી પ્હોંચ્યા; માંસ ભક્ષણ કરનારી શક્તિયો અને હિંસ્ર પક્ષીયો
"ત્યાં આવી પ્હોંચ્યાં; અપ્સરા અને તેત્રીસ કરોડ દેવતા હાજર થયા.
"સૂર્ય અરૂણને કહેવા લાગ્યા કે ઓ! અરૂણ, રથ રાખ અને ધૂનોજી ર-
"ણસંગ્રામમાં પડે છે તે જો. એક હજાર ઘોડા ત્યાં ખોંખારી રહ્યા હતા;
"નિશાન ફરકતાં હતાં; ધૂનાજીયે શત્રુથી પાછીપાની કરી નહિ. મારૂ રાજા
"આવેશથી લડ્યો, અને કાઠીની સેનાને તોડી પાડી. એના વિના બીજું
"કોણ માથું આપે! નોંઘણ તો બચ્યો પણ ધૂનોજી રણમાં રહ્યો. વિરૂદના
"રાખનાર બીજા રામની પેઠે, રાજાએ ક્ષત્રિયનું કુળ દીપાવ્યું. વીસલનો
"દીકરો તરવાર રમતી રાખીને અપ્સરાને વર્યો અને સ્વર્ગે ગયો."

સિહોરમાં નદીને કિનારે રાવળ ધૂનાજીનો પાળિયો છે. તે શૂરવીરને ઘોડા ઉપર બેસારીને તેના હાથમાં ભાલો આપેલો છે, અને તેની આસપાસ તેની પછવાડે સતી થયેલી બે રાણિયોના હાથા પાળિયા છે. તેમાંથી એક સતી બાઈ શ્રી કર્માંદેવીનું નામ વંચાય એવું છે. વળી પાળિયા ઉપર ધૂનાજીની મરણતિથિ છે. તે ઉપરથી જણાય છે કે તે સંવત્ ૧૬૭૫(ઈ. સ. ૧૬૧૯)ના કાર્ત્તિક વદિ[2] ૬ ઠ્ઠે મરણ પામ્યો હતો. આ પાળિયાની પાસે જ રાવળ શ્રી ધૂનાજીના પુત્ર રતનજીનો પાળિયો છે. તેની ઉપર માત્ર

---

૧ રૂપક—જુધમાં તો લોમો નોંઘણ બેઉ જુટા

ગડીઆ ત્રાબક વશારગતશામ હરવળે તણે શીમાડે
ભળીયા ગોહલ એણ ભત્ય, ધમચક બાણ બંધુકા ધુબક
ધડબધડ વહે લોહ ધારા, રૂંઢમાળમાં શીશ રોપવા
વેગે ઇશ આયો તણવાર, પલચર, અપસર, સકત, પંખણી
ઠાહર કોડ તેત્રીશે થાય, તરણ કહે રથતાણ અરણ દ્રુ
મરણ હિયે ધૂનો રણમાંહે, હેંહળ કણકણ કીયા હજારા
નેજાફરહર ધરે નીશાન, દીધો પાગ નખે પાની હઠ
રહો સાખી અલમારૂ આરાણ, ભડતો કાઠતણા દળ ભાગા
બંચકો આપે નેક બીઓ, એ સમે નોંઘણ ઉગરીયો
ઠાડણ ધુનો થયો રાણ, ભૂપ ખત્રીવટ બલી બળાડી
બરદાં વહાણ રામ બીઓ, બિશલેર ફરમાલ વળાડી
વરી અપસરને સરગ હીયો. ૨. ઉ.

૨ અંગરેજીમાં શુદિ છે તે ભૂલ જણાય છે. ૨. ઉ.

એક વર્ષના અંતરાયનો સંવત્ ૧૬૭૬ (ઈ૦ સ૦ ૧૬૨૦) નોંધ્યો છે. રાવલ રતનજીના પાળિયાની પાસે બીજા બે સતીના પાળિયા છે, તેમાંથી એક ઉપર **માતાશ્રી–જી–ह सहगमन कृत** લખેલું છે. રતનજીનું મરણ એક શૂરવીરના મરણ જેવું થયું છે, એ વિના તેના મોત સંબંધી કાંઈ વિશેષ વૃત્તાન્ત જાણવામાં આવ્યો નથી. ભાટનું તે વિષેનું વર્ણન નીચે પ્રમાણે છે:[1] "જ્યારે રતને "લડવાને માટે પોતાનો પગ મૂક્યો ત્યારે ધૂનાજીના તે કુંવરનું પાણીગ્રહણ "કરવા સ્વર્ગમાંથી અપ્સરાઓ ટોળે મળી. તેના કુટુંબ રૂપી દેવાલય ઉપર "લા [2]ગોહિલે ઉદારતારૂપી શિખર બાંધ્યું; અને ધૂનાનો દીકરો તેના ઉપર "યુદ્ધસમયના ક્ષત્રિયપણાના વાવટા ઉરાડીને ચાલતો થયો."

રાવળ રતનજીને અખેરાજજી કરીને એક ભાઈ હતો; અને હુરભમજી, ગોવિંદજી અને સારંગજી કરીને ત્રણ કુંવરો હતા, તથા લીલાજીબા (રત્નાવતી) કરીને એક પુત્રી હતી તેને ભુજના રા' ભારાજી (ભારમલજી પ્હેલા) વ્હેરે પરણાવી હતી. રાવળ હુરભમજી પોતાના બાપની પછવાડે ગાદિયે બેઠો; તે રાણી અનાજીબા સરવૈયાણી વ્હેરે પરણ્યો હતો. તેને અખેરાજજી કરીને પુત્ર હતો. જ્યારે તેનો બાપ દેવલોક પામ્યો ત્યારે તે કુંવર બે વર્ષનો હતો. એટલે તેનો કાકો ગોવિંદજી ગાદીપતિ થયો, તેનાથી ડરીને, બાળકુંવરને લઇને રાણી ભુજ જતી રહી.

વાછાણી કેશવજી, મકનજી, અને દેવાણી માલજી એઓએ સલાહ કરીને ભાંગરા રબારીને તેઓની ઓથે લીધો, ને પોતાના રાજાનો ન્હાનો

---

૧ ધુનીધાર થયે તે માંડવીયે જધ માંડીયો, રંભા રથ ચડે ધારે પુગો ધુનાઉત.
કલહ કરે વાળાં રોપીને પગ ઉભો રતન, ઉપર અચેરતાં ધુફળ માંડી ધુનાઉત.
ઇંડું સત આગે કળ ગોહલ લાયેકીયો, ખમવટ તણી ખલે ગોધજ બાંધે ધુનાઉત. ર. ઉ.

૨ લા ગોહિલ એ કુટુંબનો કૃત્રિમ પૂર્વજ છે. તે મરી ગયા પછી પણ ઉઠીને દાન આપતો એવી ભાટ લોકો તેની ખ્યાતિ કરે છે.

કનાદ ઉપર ખુમાણો, ખશિયા, અને સરવાઈયા સાથે લડાઈ થઈ તેમાં રતનાએ તેમને હરાવ્યા પણ તેમની પછવાડે દોડ કરતાં તે મરાયો.

| | | |
|---|---|---|
| રતનજી ઇ. સ. ૧૬૧૯–૧૬૨૦ | } | રે. એ. બા. |
| હુરભમજી ઇ. સ. ૧૬૨૦–૧૬૨૨ | } | |
| ગોવિંદજી ઇ. સ. ૧૬૨૨–૧૬૩૯ | } | |
| સત્રસાલજી ઇ. સ. ૧૬૩૬–૧૬૩૯ | | |
| અખેરાજજી ઇ. સ. ૧૬૩૯–૧૬૬૦ | | |
| રતનજી બીજો ઇ. સ. ૧૬૬૦–૧૭૦૩ | | |
| ભાવસિંહજી ઇ. સ. ૧૭૦૩–૧૭૬૪ | | રે. એ. બા. |

કુંવર ભુજમાં આશરો લઈ રહ્યો હતો તેનો પક્ષ કરી ગોવિંદજીની સામે થવાને નિશ્ચય કર્યો. તેઓએ સિહોર ઉપર ચડાઈ કરવાને તેયારી કરી. મુસલમાન સરકારનો આશ્રય લેવાને ગોવિંદજી અમદાવાદ ગયો તે ત્યાં જ મરણ પામ્યો. તેના સમાચાર સિહોરમાં આવ્યા ત્યારે તેનો દીકરો સત્ર-સાલજી ક્રિયાખર્ચ કરવા લાગ્યો. તેની ગડબડમાં કેશવજી અને તેના મળતિયા જે જૂના શહરમાં ઘોડાંટાડાં બાંધીને ઉતર્યા હતા તે પગપાળા દરબારમાં આવ્યા અને સત્રસાલજીને ઉંઘતા ઉપાડીને જૂના સિહોરમાં લાવ્યા. ત્યાંથી પોતા માંહેલા એકના ઘોડા ઉપર નાંખીને તેને અમ્બિકાણમાં લઈ જતા હતા તેવામાં તેરમા ઉપર કાઠી લોકો સિહોર આવવાને પાસે આવી પ્હોંચતા દીઠા એટલે કેશવજી તથા તેના મળતિયાઓએ તરશીંગડા ડુંગર ઉપર જઈ પ્હોંચવાનો પ્રયત્ન કર્યો પણ તેટલામાં તો કાઠી આવી ગયા તેથી તેમના સામા થયા, અને કહ્યું: "ગોવિંદજિયે અમારા રાજાની ગાદી લીધી છે "એટલા માટે અમે એનો કુંવર ઝાલી આણ્યો છે. જો એના પક્ષવાળા ખરા "વારસને ગાદી પાછી સોંપશે તો અમે કુંવર પાછો આપીશું." કાઠિયોએ વચન આપીને કહ્યું: "અખેરાજજીને ભુજથી તેડાવો, અમે તેમને ગાદી "ઉપર બેસારવામાં આશ્રય આપીશું." પછી રાવળ અખેરાજજીને પાછો આણ્યો ને ગાદિયે બેસાર્યો. સત્રાસલજીને છૂટો મૂક્યો ને તેને તેના ભાગમાં ભંડારિયા આપ્યું. તેના વંશના ગોવિંદાણી ગોહિલ કહેવાય છે.

અખેરાજજી હવણાં ન્હાનો હતો, અને સિહોરમાં હજી લગણ ગોવિંદાણી ભંડારિયાની સત્તા ચાલતી હતી તેથી કુંવરની મા અનાજીબાએ લોલિ-યાણાના પાદશાહી નોકર દેસાઈ મ્હેરાજ સાથે ઓળખાણ કર્યું અને તેનો દીકરો મ્હેતા રામજી મ્હેરાજને સિહોર બોલાવીને પ્રધાન કરી સ્થાપ્યો. તેથી તેને લોલિયાણાથી ફોજની મદદ મળી, એટલે, ગોવિંદાણીની સત્તા નરમ પાડી નાંખી. અખેરાજજી પછી તેનો પાટવી પુત્ર રતનજી ગાદિયે બેઠો; ને તેના ન્હાના કુંવર હરભમજી, વજરાજજી, અને સરતાનજીને અનુક્રમે વરતેજ, થોરડી, અને મોગલાણું આપ્યું; પાંચમો ધૂનોજી હતો તેનો વંશ ન હતો.

રાવળ રતનજિયે રામજી મ્હેરાજના પુત્ર હામજીને પ્રધાનપદ આપ્યું હતું; રતનજીને એક કુંવર રાવળ ભાવસિંહ કરીને હતો તેણે ભાવ-નગર વસાવ્યું.

ભાવસિંહ જેવામાં ન્હાનો હતો તેવામાં હામજીનો પુત્ર વલભજી કારભાર કરતો હતો. તેના ઉપર ભાવસિંહનો ક્રોધ ઉપજવાને કોઇયે મરક-

રીમાં કહ્યું કે, રાજ તો વલ્લભજી મ્હેતો કરે છે, તમે તો નામના જ રાજા છો. આ ઉપરથી ભાવસિંહે વલ્લભજીને પોતાના ભાલાવતે મારી નાંખ્યો. એટલે તેના ભાઇયોએ અને સંબંધિયોએ ઉચાળા ભર્યા. પણ ભાવસિંહનાં મા રથમાં બેશીને ઉચાળા આડાં આવીને તેમને સમજાવીને ક્‌હેવા લાગ્યાં: "કશી વાત મારા જાણવામાં નથી, ને કુંવરને પણ ખરી વાત જણા- "વવામાં આવશે ત્યારે તેને પસ્તાવો થશે. તેથી તમે પાછા વળો ને જો વળશો નહિ તો અમારા ઉચાળા પણ તમારી સાથે થશે." આ પ્રમાણે ક્‌હેવાથી વલ્લભજીના ભાઇયો પાછા વળ્યા ને તેમનામાં રણછોડ મ્હેતો વડીલ હતો તેમને પ્રધાન ઠરાવી રીતિ પ્રમાણે પાઘડી બંધાવીને રૂપાનો દવાત તેમની કમરે બંધાવ્યો.

ઈ૦ સ૦ ૧૭૨૩માં રાવળ ભાવસિંહે પ્રાચીનના વડવા ગામ પાસે એક નગર વસાવ્યું[1] તેનું નામ ભાવનગર પાડ્યું, આ રળિયામણા બંદરની પાસે એક ખાડી છે તે ભાવનગરની ખાડી ક્‌હેવાય છે, તેમાં ન્હાના ખરાબાને લીધે ભાવનગર અને વળા શહરના અર્ધ માર્ગ સુધી ઘેલડી બંદર લગણ વ્હાણ ચલાવી શકાય એમ છે. ગોહિલ રાવળોનો ર્‌હેવાનો મ્હેલ, તે સાથે ત્યાંનો ગઢીનો કોઠો, તથા એક બે બીજા કોટની આસપાસના કોઠા, રાવળ વજેસિહજિયે બંધાવેલું સરોવર, અને કેટલાંક દેવાલય, તેમ જ રાજકુટુંબિયોને અગ્નિદાહ દીધેલી જગ્યાઓ ઉપર બાંધેલી છત્રિયો એ સર્વે ભાવનગરમાં પ્રથમ જનારનું લક્ષ ખેંચે તેવાં છે. ત્યાંનાં ઘર સારી બાંધણીનાં છે, તે ઘણાં ખરાં પત્થરનાં છે, પણ કેટલાંક થોડીક ઈંટોનાં અને ઘણી શોભાયમાન લાકડાની કોતરીથી દીપી નીકળે છે.

નગરની પાસે, ભોંય ભણીની બાજુએ. થોડી ઉંચાણની જગ્યા છે[2] ત્યાંથી ગોઘા બંદરનો દેખાવ નજરે પડે છે, તથા તેની અને ભાવનગરની વચ્ચે દરિયાથી છૂટો પડેલો નિર્જન અને સપાટ પ્રદેશ છે; તેમ જ ખોખરાના તથા પાલીતાણા, સિહોર, અને ચમારડીના ડુંગરો આવેલા છે તે જોવામાં આવે છે, અને ખાડી વિંટળાતી અખાત ભણી વ્હેતી જણાય છે. નગરની નીચાણમાં ખાડીના કિનારાની ઉભી અને વનસ્પતિથી વિંટાઈ

---

૧ સંવત ૧૭૭૯ ના વેશાખ શુદિ ૩ ને સોમવારને દિવસે ચાર ઘડી દિવસ ચડતાં. ર. ઉ.

૨ તે ચાડિયાની ધાર ક્‌હેવાય છે. અસલ ધાડું આવે તેની ચાડી ખાવા અથવા સૂચના આપવા ઢોલ વગાડવામાં આવે તેથી સર્વના જાણવામાં આવે કે ધાડ લઈ કોઈ ચઢી આવે છે. ખબર પડવાથી તેમના સામા લડવાને તૈયાર થઈ શકાતું તેથી. તેનું નામ ચાડિયાની ધાર પડ્યું છે. ર. ઉ.

ગયેલી જગ્યાએ રૂવાપુરી માતાનું દેવલ છે. તે માતાની મૂલ ઉત્પત્તિ વલભીપુરીનો નાશ થવાની વેળાએ કુંભારની સ્ત્રિયે પાછું વાળીને જોવાથી થયેલી છે. આ માતાનું દેવળ એટલું બધું નોંધી રાખવા જેવું નથી, તથાપિ તેની છેક પાસે એક યોગીના દાહની જગ્યાએ એક લાંબો પત્થર છે તે "સત્ય–અસત્યની બારી" ને નામે આજે પ્રસિદ્ધ છે.

એથી પણ ખાડીના પાણીની લગભગ દુણો કરીને એક ટેકરો છે. તે વિષે એવી કથા છે કે એક બ્યાપારિયે રૂવાપુરી માતાની માનતા માની હતી. પણ તે પ્રમાણે પાળ્યું નહિ તેથી માતાનો કોપ થયો ને તે તેલ તથા મંજીઠ ભરીને વ્હાણો લાવ્યો હતો તે સુધાં ત્યાં ડૂબી ગયો. રૂવાપુરીના કોપની સાબીતી એવી મળી આવે છે કે આજે પણ, તે ઠેકાણા આગળ, બદલાઈ ગયેલા રંગનું પાણી થાય છે.

પીરમના રાજાની દરિયાઈ સત્તાની નિશાની દાખલ, નગરની સામી બાજુએ ખાડીમાં થોડાક ઉંચા વ્હાણના કૂવા જોવામાં આવે છે; અને તેઓના તળિયાની નીચે ધુતારપટ્ટણ ડટાઈ ગયેલું છે તે કદાપિ વલભી નગરનું બંદર હશે. જ્યારે ભરતી ઘણી ઉતરી જાય છે, ત્યારે તેનો પત્થરનો અને ઇંટોનો પાયો દેખાઈ આવે છે.

ગોહિલ રાવળોની રાજધાનીનું વર્ણન તેમના જ ભાટોએ કરેલું અમે આ ઠેકાણે દાખલ કરિયે છિયે.

"આ કલિયુગમાં સંવત્ ૧૭૭૯ ના વૈશાખ શુદિ ૩ ને દિવસે "પંડિતોને બોલાવીને મુહૂર્ત્ત નક્કી કરચું. યોગ જોઈને પંડિતો બહુ રાજી "થયા. તેઓ ક્હેવા લાગ્યા કે વાહ! વાહ! આ નગર તો ઇંદ્રપુરી "સરખું થશે.' તેમના મુખમાંથી વાણી નિકળી એટલે નગરનું નામ ભાવ- "નગર પાડચું. બ્રાહ્મણોએ ભવિષ્ય વર્ત્યું કે મોતી અને માણુકથી નગર "શોભી ર્‌હેશે અને તેના શત્રુઓ પરાજય પામશે. બ્રાહ્મણો ભવિષ્ય "બાંધે તે પ્રમાણે ખરેખરૂં થાય! આ વાત માનીને રાવળે પોતાની ગાદી "ત્યાં કરી; વાડિયો કરાવી, અને આકાશમાં પ્હોંચે એવી હવેલીયો "ઉઠાવિયો; કિલ્લાના કોઠા ઉપર મ્હેલ ઝોકી રહ્યા. કોઠાઓની ઉપર "પતંગની પેઠે નિશાન ફરકવા લાગ્યાં; સાંકડામાં સાંકડી શેરીમાં પણ "ભિંતો કળીચૂનાથી ચકચકવા લાગી; શેરિયે શેરિયેથી પાણી ભરવા નીકળી "પડેલી સ્ત્રિયો સિંહલદ્વીપની હાથણોના ટોળા સરખી દેખાવા લાગી. "જૂદા જૂદા નકશા પ્રમાણે કારીગરોએ બહુ માળનાં ઘર બાંધ્યાં; બંને "બાજુએ છજા આવી રહ્યાં છે; જાળિયો અને બાકાંમાંથી ફુલઝાડ

"ડોકિયાં કરે છે; હાથિયો ચાલે તેમના ઘંટ કડિંગ કડિંગ થાય છે.
"તેમની પછવાડે પાયદલ ચાલે છે, અને ભાલાવાળા અશ્વારો તેમની
"પાછળ હારબંધ જાય છે. મ્હોટા પેટના વ્યાપારિયો લથરપથર
"થતે વેષે આમ તેમ ફરે છે; બંને બાજુએ હજારો દુકાનો આવી રૂહી
"છે; દુકાને દુકાને અગણિત ખરીદનારા ઉભા રહ્યા છે; વ્યાપરિયો વેચાણ
"કરીને અને ખરીદ કરીને બીજાં શહેરોનો વ્યાપાર ભાગી પાડે છે;
"બીજે કોઈ ઠેકાણે એવા લખપતિયો જોવામાં આવતા નથી. કરોડના
"પતિ વાવટા ઉરાડનારાઓનાં ઘર ઠેકાણે ઠેકાણે આવી રહ્યાં છે; રાવળના
"મ્હેલની શોભા એવી છે કે તેની ગણના કોઈનાથી થઈ શકે નહિ. સોનેરી
"રંગનાં પુષ્પની વેલથી તે છવાઈ ગયેલો છે; મૂલ્યવાન માણકની જડેલી
"બારિયો આવી રહી છે; તે ઘણા પ્રકારના કોતરકામથી શોભી રહી છે;
"નાના પ્રકારનાં વાદિત્ર વાજી રહ્યાં છે; સર્વે ક્હેવા લાગ્યા કે 'ધન્ય છે
"આ રાજ્યને!' દીવા શણગાર્યા; દરબારી લોકો એકઠા થયા; નોબતોના
"ગડગડાટ થવા લાગ્યા; નાચણોના નાચ થવા લાગ્યા; મલ્લ કુસ્તી કરવા
"લાગ્યા, દરેક તમાશગીરને આનંદ વ્યાપી ગયો, પરદેશનો પુષ્કળ મેવો
"મંગાવ્યો, અપ્સરાઓ નાચ કરી રહી. ગોહિલવંશનું તિલક સૂર્યની પેઠે
"પ્રકાશ પામવા લાગ્યું, તેના મુખ આગળ કવિયો કવન કથવા લાગ્યા; એ
"પ્રમાણે આઠ પ્રહરનો દિવસ આનંદમાં ગયો. ઓ **પીરમના પાદશાહ**!
"જાનવીના રેતીકણ ગણાય, અથવા વર્ષાદનાં ફોરાં ગણાય, પણ તારા
"ધણીપણાની મ્હોટાઈ કિયો પંડિતનો પુત્ર વર્ણવી શકે!"[૧]

---

૧ વીશ આઠમા કળિ વૃતંવ સંવત સતંર વૃખે, વદે શેશ ગતંશઠં આઠ પાયે.
ઓગણાસી વઇસાખા સોમ પખાત્રી જઅખા, બધેતતં મુહુરતં પઠિતં બોલાય.
આવીયા લગન મન મગન ભયા પંડિત, ધનધન બને ગાવજેંદ્ર ઇંદ્રધામ.
તાકાજીહ અગ્રકારી એક મન તત્ તારી, નિરધારી દીયા ભારી ભાવ નગ્ર નામ.
વાકાહેન વેધા નામ અગામ બોલિયા વિપ્ર, ખેધાજે જલંદાત કે મલંદા ખરાબ.
મલંદા ઝવેર મોતી ભૂલંદા આપકા ચંદ્ર, ગનીમે ઝુલંદા સેન ગુલંદા ગરાબ.
આખી બ્રહ્મકથા જથાનોય કહી અવરથા, ધ્રખા આપ ગ્રથા મંડે પાટકા ઉધાર.
બાગા નાગા ગોખ પગાબો મહિ ઝરૂખા બાગા, કોટ કુંગરા બાગા ઝરૂખા કિંકાર.
હજારાં હજારાં લારાં બે વલી બજારાં હાટ, પણીઘાટ ઘણીઘણી બોમસણી પાટપાઠ.
પાટ રારો પણીયારી શેરમે દ્વાર, લાખ લાખ કોરી થકી વશીયાત આવે લાખ.
જાવે લાખ લાખ કોશી ચલાવેજી હાજ, પાવે લાખ લાખનકા સાંધા લખપતિ.
ઓર ઠોર ઓ પતિનો લાખ પતિ આજ—"હરારા બનાવ." ૨. ઉ.

સમાપ્ત.